# સામાયિક પ્રતિક્રમણ

## મૂળ.





પ્રકાશક —
શાહ એ આર ખોબાણુ.
કચ્છ માડવીવાળા

સ્વર્ગસ્થ પૂ૦ કર્મસિંહજી સ્વામી સ્મારક માળા મણકો ૬

# સામાયિક-પ્રતિક્રમણ



## મૂળ.

(સામાયિક પ્રતિક્રમણ વિચાર, અને
વિવિધ વિષય સાથે)

સંગ્રહ કર્તા
જૈન મુનિ શ્રી નાગચંદ્રજી.

પ્રકાશક
શાહ ખેંગાર થોભણ કચ્છમાંડવીવાળા.
કચ્છમાંડવી

દ્વિતીયાવૃત્તિ પ્રત ૧૦૦૦

વીર સંવત ૨૪૪૮ ઈ સ ૧૯૨૩ વિક્રમ સંવત ૧૯૭૯

કીમત— વાચન વિચારણ અનુસરણ.



सामाइअ पोसहसं ठीअस्स जीवस्स जो कालो ।
सो सकलो बोधव्वो सेसो संसार फल हेऊ ॥

સામાયક તથા પૌષધમા સ્થિત થએલા જીવનો જે
કાળ જાય તે સફળ જાણવો અને શેષ કાળ છે તે
સંસાર ઉપાર્જન કરવાનો હેતુ છે.



# સંગ્રહ કર્તાના બે બોલ.



સામાયિક અને પ્રતિક્રમણ એ વિષય ઉપર નાના મોટા ઘણા પુસ્તકો બહાર પડેલા છે તેમાની કેટલીક ખામીઓ દૂર કરવાના હેતુથી તથા આપણા વર્ગમા એ નિત્યકર્મો સબંધી જુદા દૃષ્ટિબિંદુએ કઇક ખ્યાલ બેસાડવાના હેતુથી સામાયિક પ્રતિક્રમણ વિચાર એ વિષયપર એક નાનો નિબંધ લખી આ પુસ્તક સાથે જોડયો છે વિસ્તાર ભયથી વિશેષ લબાણ નથી કર્યું વિચારક વર્ગને આમાથી કઇક પણ મલી શકશે દૃષ્ટિ કે બુદ્ધિના દોષથી અથવા બીજા પ્રકારે કંઇ ભૂલચૂક, સ્ખલના કે ભંગ થયા હોય તો તેમાટે હંસવૃત્તિ રાખવા વિજ્ઞપ્તિ છે.

વિજ્ઞાન ભિક્ષુ



ॐ

# ॥ वीर ॥

अप्पा सामाइयं, अप्पा सामायियस्स अठो ॥

આત્મા સામાયિક છે, આત્માજ સામાયિકનો અર્થ છે

आया खलु सामाइया

જેટલીવાર સ્વસ્વરૂપમા રહેવાય તેટલીવાર સામાયિકનો લાભ જાણવો

अप्पा सो परमप्पा

આત્મ એજ પરમાત્મા છે

जो समो सव्व भूएसु तसेसु थावरेसुच ।
तस्स सामाइय होइ इमं केवली भाषितम् ॥

સર્વ પ્રાણીમાત્ર જે ત્રસ અને સ્થાવર જીવો છે તેને વિષે સમતા પરિણામ રાખે તે સામાયિક છે શુદ્ધ છે એમ કેવલી ભગવાને કહેલુ છે

सामायिकं च मोक्षांगं पर सर्वज्ञभाषितम् ।
वासीचन्दनकल्याना मुक्त मेतन्महात्मनाम् ॥

વાસલા પ્રત્યે ચદન તુલ્ય એવા મહાત્માઓ માટે સામાયિક એ ઉત્કૃષ્ટ મોક્ષનુ સાધન છે એમ સર્વજ્ઞ પ્રભુએ કહ્યુ છે.

निरवद्य मिदज्ञेय मेकान्ते नैवतत्त्वतः ।
कुशलाशय रूपत्वात् सर्वयोग विशुद्धितः ॥

સામાયક કુશલ આશયરૂપ હોવાથી તથા તેમા મન વચન કાયાના યોગની વિશુદ્ધિ થતી હોવાથી એકાન્તે નિરવદ્ય જાણવુ

सामायक विशुद्धात्मा सर्वथा घातिकर्मणः ।
क्षयात् केवल माप्नाति लोकालोक प्रकाशकम् ॥

સામાયિકથી વિશુદ્ધ થએલો પ્રાણી સર્વથા ઘાતિકર્મોનો ક્ષય થવાથી લોક અને આ લાકને પ્રકાશનારૂ એવુ કેવળજ્ઞાન પામેછે

निंदपससासु समो यपाणवमाणकारिसु ।
सप सयण परजणमणो सामाइयसगओजीवो ॥

નિન્દા કે પશ સામા માન કે અપમાનમા સ્વજન કે પર-જન ઉપર સરખુ મન રાખે તે જીવ સામાયિક સગી જાણવો

सामाइय तुकाउ गिहकज्झ जोविचितए सट्टो ।
आत्त रूद्दोवगओ नीरत्थ तस्ससामाइय ॥

જે મનુષ્ય આર્તરૌદ્ર ધ્યાનને વશ પડયો થકો સામાયિક કરે સામાયિકમા ઘર સંબંધી સાવદ્ય કામ ચિતવે તેનુ સામાયિક નિરર્થક થાય

अथ मक्षममालब्य विधाय स्ववश मनः ।
विरज्य कामभोगेषु धर्मध्यानं निरूपय ॥

સમતાનું અવલમ્બન કરી પોતાના મનને વશ કરી કામ-ભોગ આદિ વિષય સેવનથી વિરક્ત થઇ—

ધર્મધ્યાનને વિચારપૂર્વક જો—

પ્રતિક્રમણના છ અંગો અને તેના ફળો

૧ સામાયિક

**सामाइए भंतेजीवे कि जणयइ ?**

સામાયિકમાં રહેલા જીવોને શું ફળ મળે છે?

**सामाइएणं सावज्ज जोग विरइ जणयइ**

સામાયિક એટલે સમાનવૃત્તિ અથવા નૈતિક અને માનસિક શુદ્ધિથી જીવ સાવદ્ય-પાપયોગથી નિવર્તે છે

૨ સ્તવન

**चओविसथ्थएणं भते जीवे किं जणयइ ?**

ચોવિશ જિનવરોની સ્તુતિ કરવાથી શું ફળ મળે છે?

**चओविसथ्थएणं दसण विसो हि जणयइ ॥**

ચોવીસ જિનવરોની સ્તુતિ કરવાથી જીવ દર્શન વિશુદ્ધિ અથવા સમ્યકત્વની નિર્મળતા મેળવી શકે છે.

૩ વંદન

**वदणेण भते जीवे किं जणयइ ?**

ગુરૂને વંદન કરવાથી જીવને શું લાભ થાય છે?

**वइणेणं नियागोयकम्मं खवेइ उच्चागोयकम्म निबन्धइ सोहग्गंचइ अप्पडिहय आणाफलं निवत्तइ दाहिणभावं चणजणयइ ॥**

ગુરૂને વંદન કરવાથી નીચ ગોત્રમા જન્મ અપાવનાર કર્મનો ક્ષય થાય છે અને ઉચ્ચ ગોત્રમા જન્મ થાય એવા કર્મ બંધાય છે તે સર્વ લોકની પ્રીતિ મેળવવા ભાગ્યશાળી બને છે અને અપ્રતિહત આજ્ઞાફલ (પ્રભુત્વ) પામે છે તથા સર્વ લોકની શુભેચ્છા મેળવી શકે છે

૪ પ્રતિક્રમણ

**पडिक्कमणेणं भंते जीवे किंजणयइ ?**

પ્રતિક્રમણ કરવાથી જીવને શું ફલ મળે છે?

**पडिक्कमणेणं वयछिद्दाइं पिहेइ पिहियवयछिद्दे पुणजीवे निरुध्धासवे असबलचरित्ते अठ्ठसु पवयणमायासु उवउत्ते अपुहत्ते सुप्पणिहिए विहरइ ॥**

પ્રતિક્રમણ કરવાથી જીવવ્રતમા થતા અતિચારનુ નિવારણ કરી શકે છે વળી તે વડે જીવ આશ્રવોને રૂંધી શકે છે, નિર્મળ ચારિત્ર પાળી શકે છે અષ્ટ પ્રવચનને વિષે સાવધાન રહી શકે છે. સંયમ પાળવામા આળસ કરતો નથી પરંતુ સન્માર્ગને વિષે ઇન્દ્રિયોને સ્થાપિત કરી સંયમ માર્ગે વિચરે છે

૫ કાયોત્સર્ગ-(કાઉસગ્ગ).

**काउसग्गेणं भंते जीवे किं जणयइ?**

કાયોત્સર્ગ કરવાથી જીવ શું ફળ પામે છે?

**काउसग्गेणं तीयपडुप्पन्नं पायच्छित्त विसोहेइ विसुद्ध पायच्छितेय जीवे निव्वुयहियए उहरिय भरोव्व भारवहे पसथ्थझाणो वगए सुहं सुहेण विहरइ**

કાયોત્સર્ગથી પૂર્વના અને વર્તમાનકાળના અતિચાર દૂર થાય છે અને આ પ્રમાણેના પ્રાયશ્ચિત (આલોચન) થી આત્મા વિશુદ્ધ થાય છે અને તે વડે જેમ મજુર પોતાના શિરપરનો બોજો ઉતરવાથી સ્વસ્થ થાય છે તેમ તેનું હૃદય પણ સ્વસ્થ થાય છે મન સ્વસ્થ થવાથી પ્રશસ્ત ધ્યાન ધરી શકાય છે. અને તેથી સુખમા વિચરી શકાય છે

૬ પ્રત્યાખ્યાન

**पच्चखाणेण भंते जीवे किंजणयइ?**

પચ્ચખાણ લેવાથી જીવ શુ લાભ પામે છે?

**पच्चखाणेण आसवदाराइ निरुभइ पच्चखाणेण इच्छा निरोह जणयइ इच्छानिरोह गएणं जीवे सव्व दव्वेसु विणीयत्तहे सीलभूए विहरइ ॥**

પ્રત્યાખ્યાન એટલે પચ્ચખાણથી આશ્રવદ્વારો બંધ કરી શકાય છે પચ્ચખાણથી ઇચ્છાનો નિરોધ કરી શકાય છે ઇચ્છાનો નિરોધ કરવાથી સર્વ દ્રવ્ય તરફ નિરપાક્ષી અને તૃષ્ણા રહીત થઇને વિચરી શકે છે

**प्रतिक्रमण माहात्म्यं चित्तेको वेत्तितत्त्वतः ।**
**यज्ज्ञानात् तीर्यते भव्यैर्दुस्तरोऽपि भवार्णवः ॥**

પ્રતિક્રમણનું માહાત્મ્ય તાત્વિક રીતે કોણ સમજે છે? જેના જ્ઞાનથી ભવ્યો દુષ્પેતગાય એવા સંસાર સમુદ્રને તરી જાય છે



# સામાયિક–પ્રતિક્રમણ વિચાર.



આ જગતમા પ્રત્યેક મનુષ્ય પોતાને સુખ કેવી રીતે મળે કિવા પ્રાપ્ત થએલા સુખની વૃદ્ધિ કેવી રીતે થાય અને દુખ કેમ ટળે અથવા કમી થાય એ માટે રાતદીનસ અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરે છે, પણ સુખી થવાની ઇચ્છા અને સુખ સપાદન કરવાની યોજનાઓનો અત આવતો નથી પોતે માનેલી અમુક સુખી સ્થિતિ પ્રાપ્ત થયા છતા પણ સુખ માટેની ઝખના શમતી નથી એ સ્થિતિમા પણ તેના હૃદયને કઇને કઇ ઉણપ અભાવ દોષ જણાયા કરે છે, સર્વથા વિશુધ્ધ નિરકુશ તૃપ્તિ થતી નથી અને તેથી આ ઉણપ, અભાવને પૂરવા હૃદય ઝખે છે અને પ્રયત્ન પરપરા ચાલે છે, આમ થયુ જાય છે છતા પણ સુખ માટેની હૃદયની ઝખના શમતી નથી માનવી ગમે તેવી સ્થિતિમા હોય બાળ હોય કે વૃદ્ધ હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, અભણ હોય કે વિદ્વાન હોય, રાક હોય કે રાજા હોય, સાધુ હોય કે ગૃહસ્થ હોય, સામારિક દૃષ્ટિએ ઉચ્ચમા ઉચ્ચ મનાતી એવી સ્થિતિમા હોય કે છેક અધમ અવસ્થામા હોય જંગલી હોય કે સુધરેલ હોય, તોપણ સુખ માટેની ઝખના અને તેથી પ્રેરાયલી પ્રયત્ન પરંપરા ચાલુજ રહેતી હોય છે પછી ભલે સુખનુ સ્વરૂપ પોતપોતાની યોગ્યતા પ્રમાણે જાુદુ જાુદુ કલ્પાયુ હોય આ જગતની કોઇપણ પરિસ્થિતિમા અવસ્થામા સર્વસ્થળે અને સર્વ કાળે માનવી હૃદયની અકથ ઝખના વિવિધરૂપે પણ જણાયા વગર

રહી નથી અને વળી તે ઝંખનાને સંતોષવા પોતાના અધિકાર અનુસાર જ્યાં જ્યાં એ ઝંખનાનું જેવું જેવું સ્વરૂપ કલ્પાયું વા કલ્પાય છે ત્યાં ત્યાં તે તે ઝંખનાને સંતોષવા તેવી તેવી આચાર પદ્ધતિઓ સાધન પ્રણાલિકાઓ, ક્રિયાવિધાનો, અને પ્રવૃત્તિઓની યોજનાઓ થઇ છે વા થાય છે એ વાત ઇતિહાસથી તેમજ માનવીઓની જુદી જુદી પ્રવૃત્તિઓના વલણ ઉપરથી સમજી શકાય છે ધન વિભવ વિલાસ એની પ્રાપ્તિમાં, સ્ત્રીપુત્રાદિ પરિવારમાં, ઐહિક સુખસાધક સાધન સંપત્તિઓમાં બુદ્ધિવિલાસોમાં, ભજન કીર્તન સત્સંગ આદિ સાત્વિક વૃત્તિઓના પોષક વહેવારોમાં, ધર્મક્રિયાઓમાં કીર્તિ, માન, પ્રતિષ્ઠામાં—એમ અનેક અનેક બાબતોમાં સુખ સમાએલ માની, એ સુખની ઝંખનાને પરિતોષ પમાડવા પોતપોતાની ધારણા અનુસાર અનેકવિધ પ્રવૃત્તિઓ માનવી સેવે છે હૃદયની આ સુખમાટેની ઝંખના અને અભાવ ક્ષોભને શમાવવા અર્થેજ સમજણથી અણસમજથી કે ગેરસમજથી માનવો માત્ર દોડધામ કરી રહ્યા છે સમગ્ર દુનિયા ઉપર નીચે થઇ રહી છે દાન સુંદરતાની ટોચે પહોચેલા મનાતા દેશમા સુખસગવડની પુષ્કળતા થએલી મનાય છે ત્યાપણ અભાવપૂર્તિ સુખપ્રાપ્તિ શોકશમન માટેની હૃદયની ઝંખના શમવાને બદલે વિશેષ ઉગ્ર થતી જોવામા આવે છે શાસ્ત્રી યુક્તિ અને અનુભવની કસોટીથી તપાસતા પણ માનવી હૃદયનો અભાવક્ષોભ અને સુખમાટેની અગમ્ય ઝંખના સાસારિક હરકોઇ સ્થિતિમા હરકોઇ સંજોગો વચ્ચે અને સુખસાધક મનાતી એવી સામગ્રીઓની પ્રાપ્તિ થઇ હોય ત્યાપણ એકસરખી રીતે રહ્યાજ કરે છે એ

નિર્વિવાદ છે આમ શાથી થતું હશે એ પ્રશ્ન વિચારશીલ વાચકને સહજ થશે જીવનના સુખસબધમા ઘણામા ઘણી વાતો અને ચર્ચાઓ જગત્મા ચાલે છે પણ થોડામા થોડુ સમજવામા આવે છે મનુષ્યમાત્રની ઇચ્છા અને પ્રવૃત્તિ સુખ પ્રાપ્તિમાટે અને દુ ખને દૂર કરવા માટે હોય છે તેમજ શાસ્ત્રો અને ધર્મોનો ઉદ્ભવ પણ તેજ ઉદ્દેશ સિદ્ધ કરી આપવા માટેજ થયો હોય છે હૃદયની ઝખનાનુ ખરૂ અને શુદ્ધ સ્વરૂપ ન સમજતા વિપરીત અને કંઇ બીજીજ સમજણથી માનવીઓ ઐહિક સુખની સામ ગ્રીઓ મેળવવા મથે છે તે પ્રાપ્ત કરે છે પરતુ તેથી તેમના હૃદયની ઝખના તૃપ્ત થતીજ નથી અભાવ ક્ષોભ દૂર થતોજ નથી એ જોત તો અખંડ બળપાજ કરે છે એકપછી બીજા એમ અનેક વિષયસુખો હૃદય આગળ ધરવામા આવે છે પણ હૃદય તો નેતિનેતિ એ નહિ, એ નહિ, હજી બીજુ જોઇએ, હજી કઇ અભાવ છે તેને પુરો એમ માગ્યા કરે છે આ ઉપરથી સમજાય છે કે હૃદયની માગણી જે સુખ માટેની છે તે સુખ તેને મળતુ નથી ન માગેલું આગળ ધરવામા આવે છે એટલે તૃપ્તિ કેમ થાય? જ્યારે તેનુ માગ્યુ સુખ મળે છે ત્યારે તે સતૃપ્ત સતુષ્ટ થઇ ચૂપ બેસે છે એક મુગ્ધાયુવતીને તેની સખીઓ જ્યા એ મુગ્ધાનો પતિ બીજા યુવકો સાથે બેઠો હતો ત્યા લઇ જઇ તેનો પતિ કયો એમ પ્રશ્ન કરવા લાગી એકપછી એક પુરૂષ બતાવતા આવે અને પૂછતા આવે કે "આ તારો પતિ છે!" પેલી શરમાળ યુવતી એ નહિ એ નહિ કહ્યા કરે એમ કરતા અંતે તેના પતિપ્રત્યે આગળી કરી પૂછતા પેલી

યુવની કઇ ન બોલતા થઇ ગઇ માનવી હૃદયનો પણ એવોજ કઇ પ્રકાર જોવામા આવે છે ત્યારે હૃદય ઝખે છે તે સુખ કયુ ? શાસ્ત્રો અને ધર્માંનો ઉદ્ભવ હૃદય માગે છે તે સુખ પ્રાપ્ત કરવા માટે છે જુદા જુદા દેશ, કાળ, પરિસ્થિતિ, મનુષ્યોની યોગ્યતા પાત્રના બુદ્ધિશક્તિ ઉપર નજર રાખી હૃદય માગે છે તે સુખ મેળવી આપવા માટે જુદા જુદા સાધનોનુ નિરૂપણ થયુ છે હવે હૃદય શામાટે તલસે છે તે જોઇએ અક્ષુદ્ર બુદ્ધિવાળા મહાત્માઓએ સિદ્ધાન્ત સ્થાપ્યો છે કે હૃદય માગે છે શ્રેય-આત્મસુખ-ચિરકાલિક કલ્યાણ, જ્યારે માણસો તેને પ્રેય તાત્કાલિક બાહ્યસુખ ઐહિક વિષયોપભોગ આપી તૃપ્ત કરવા પ્રયાસ કરે છે. પ્રિયતર પદાર્થોની પ્રાપ્તિ માટે માણસો મરી ફીટે છે કદી મહા પ્રયાસે તે પ્રાપ્ત થાય તો તેથી હૃદયને પરિતોષ થતો નથી અભાવક્ષોભ ટળતો નથી પરિતોષ થાય પણ કેમ ? માગ્યુ ન મળે ત્યાસુધી એ કેમ ઝપે શ્રેય મળે ત્યારેજ ઝપે એ દેખીતુ છે ત્યારે શ્રેય કેમ મળે, શ્રેય પ્રાપ્તિના સાધન કયા, તે કેવી રીતે પ્રાપ્ત થાય વગેરે પ્રશ્ન પરપરા ઉઠે છે તેનુ સમાધાન કઇક આ પ્રમાણે છે —

માનવી હૃદયની સુખ માટેની ઝખનાનુ ખરૂં અને શુદ્ધ સ્વરૂપ ઓળખી તેને નિરકુશ પરિતૃપ્ત કરવી એ મુખ્ય ઉદ્દેશ ધર્મમાત્રનો છે એ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે રૂચિ અને પ્રકૃતિની વિચિત્રતાને લીધે જુદા જુદા સાધનોનુ નિરૂપણ છે શ્રેયની પ્રાપ્તિ ધર્મથીજ-અન્ય કસાથી નહિ-થાય છે ધર્મના વિશેષ સ્વરૂપો ઘડાય છે તેપણ રૂચિ પ્રકૃતિ આદિ કારણોને લીધે સર્વે ધર્મોનું સાધ્ય એક છે શ્રેય આત્માનું પરમકલ્યાણ-અને દુ ખનો સપૂર્ણ

૧૫૨૮૩



નાશ આ સાધ્યની સિદ્ધિ કરવા માટે અનેક સાધનો છે. અને આ સાધનભેદ અધિકાર ભેદને લઇ બહુ અગત્યનો છે વ્રત, ઉપવાસ, રોજા, પચ્ચખાણ, ભજનકીર્તન, સ્નાન, સંધ્યા, નિમાજ, પ્રાર્થના, બંદગી, ઉપાસના, ભક્તિ, સામાયક, પ્રતિક્રમણ, ધ્યાન આદિ ધાર્મિક વિધિઓની યોજના જે થએલી છે તે પૂર્વોક્ત હેતુ સિદ્ધ કરવાના અનેક માર્ગોપૈકી માર્ગભેદો છે એ માર્ગમાના કોઇપણ પોતાને અનુકૂળ જણાતા માર્ગે ચાલવાથી અંતે આત્મ-કલ્યાણ-શ્રેય-પમાય છે માણસનુ અંતઃકરણ જેમ જેમ સંસ્કારી વિશુદ્ધ અને યોગ્ય બનતું જાય છે તેમ તેમ બાહ્ય સુખો માટેની લાલસા ઓછી થતી જાય છે આ લાલસાઓનો તદ્દન ઉચ્છેદ થતા, વાસના અને હાજતોનો સંપૂર્ણ ક્ષય થતા આત્મસુખ કિંવા આત્મશાન્તિ કે જેના માટે ખરી રીતે હૃદય ઝંખે છે તે અનુભવાય છે આ સુખવિષય અને ઇન્દ્રિયોના સંસ્પર્શથી નહિ પણ આત્મવિષયક બુદ્ધિની સ્વચ્છતા, સ્વસ્થતા અને સ્થિરતાથી આત્મા સ્વભાવને પામતા ઉપજે છે અને વળી તે સુખ ઇન્દ્રિયોથી નહિ પણ કેવળ બુદ્ધિથીજ ગ્રહણ કરી શકાય છે આ આત્મસુખના લાભ જેવો અન્ય લાભ કોઇ નથી અને એનો લાભ થતા ગમે તેવા દુઃખથી મુસ્કેલીથી માણુસ ચલાયમાન થતો નથી આવા આત્યંતિક સુખની પ્રાપ્તિ થવાથી માણુસ કૃતકૃત્ય થાય છે દુનિયા જેને સુખ માને છે તે સુખ વિકારી છે ક્ષણિક છે એટલુ જ નહિ પણ દુઃખના કારણરૂપ છે આવુ સુખ તે કાંઈ માનવજીવનનું પરમ સાધ્ય નથી પણ નિત્ય નિર્વિકારી આત્મસુખ આત્માની અક્ષય અખંડ શાન્તિ એજ પરમ સાધ્ય છે

ઐંદ્રિક વિષયોપભોગથી જે આનન્દનો અનુભવ પામરોને થાય છે તે આનન્દ તે સુખ ઘણી નીચી પાયરીનુ છે તે પશુ-ઓને પણ સુલભ છે અને એથી આત્મકલ્યાણ થતુ નથી મનુષ્ય અને પશુઓની કેટલીક વાસનાઓ અને હાજતો એકસરખી હોય છે અને જ્યાસુધી મનુષ્ય એવી વાસનાઓની અને હાજતોની તૃપ્તિ શોધે છે ત્યાસુધી એ પશુની કોટિથી કોઇપણ રીતે ઉચ્ચ માની શકાતો નથી પશુઓને પણ સુલભ એવા તમામ વિષય-સુખોનો ઉપભોગ પશુ થઇને ભોગવવાનુ કોઇને કહેવામા આવે તો એ શરત કોઇ સ્વીકારે નહિ કેમકે માણુસને પોતાનુ માણુસપણુ વધારે પ્રિય છે અને તે એટલાજ માટે કે માણુસમા કંઈક એવુ તત્ત્વ છે કે જે પશુઓમા નથી માનસિકસુખની યોગ્યતા શારી-રિકસુખ કરતા અધિક છે એ આ સાદા દાખલા ઉપરથી સમજી શકાય છે માનસિખસુખ કરતા પણ તત્ત્વજ્ઞાનના ગહન વિચારોથી બુદ્ધિને જે એકપ્રકારની શાન્તિ મળે છે તે સુખની યોગ્યતા અધિક છે અને આ બુદ્ધિ જ્યારે આત્મનિષ્ઠ બને છે ત્યારે જે અક્ષય આનન્દ અનુભવાય છે તે તો અવર્ણ્યજ છે અને તેની યોગ્યતા બધા સુખો કરતા કરોડો ઘણી અધિક છે પશુઓથી માણુસને ભિન્ન પાડનાર તત્ત્વ તે આ બુદ્ધિ છે-કે જે હૃદયની ઝખનાનુ ખરૂ અને શુદ્ધ સ્વરૂપ સમજવાનો પ્રયાસ કરી તે ઝખનાના પરિતોષ માટે પ્રયાસ કરે છે

વાસ્તવિક રીતે શારીરિક કે માનસિકસુખ એ આત્માના સુખનો એક લેશ માત્ર છે મનુષ્યનો જે આત્મા છે તેજ પરમ

સુખ સ્વરૂપ છે વિષયોમા જે સુખ જણાય છે તે પણ આ આત્માના પ્રતિબિંબથી ઉપજે છે સુખ અથવા આનન્દ જ્યા જ્યા અનુભવવામા આવે છે ત્યા ત્યા આત્માની સહેજ પણ ઝાખીથી અનુભવવામા આવે છે વ્યક્તિમાત્ર પોતપોતાનુ પ્રતિબિંબ પ્રાપ્ત કરીને કે ન પ્રાપ્ત કરીને સુખી વા દુ.ખી થાય છે તેના પોતામા જે હોય તેનેજ તે ઇચ્છે છે પોતામા પ્રેમ હોય તેવો પ્રેમ અન્યત્ર કરે છે અને જ્યા તેને આનન્દ આવે છે ત્યા પોતાના આત્મનુજ પોતાનીજ ભાવનાનુ પ્રતિબિંબ જોઇ આનન્દ પામે છે એવો વિદ્વાનોનો સિધ્ધાન્ત છે મનુષ્ય હૃદયને આત્માની સંપૂર્ણ-તાનુ આત્માના સુખનુ ભાન છે તેથીજ બાહ્યસુખ સાધનોની પ્રાપ્તિ થયા છતા પણ એ અતૃપ્ત અને અસંતુષ્ટ રહ્યા કરે છે ક્ષુદ્રમા ક્ષુદ્ર આનન્દનુ તત્ત્વ આત્માના પ્રતિફલનમા સમાએલુ છે કેજે પ્રતિફલન ચિત્તની એકાગ્ર અને નિરૂધ્ધ અવસ્થામાજ થાય છે અંતઃકરણમા વાસનાના સંસ્કાર છે તે સંસ્કારની ઉદ્બોધક સામગ્રી મળે એટલે તૃષ્ણા ઉપજે છે અને તૃષ્ણાના સંતોષ પર્યંત આકુળતા ચંચળતા વિહ્વળતા ઉદ્ભવે છે તૃષ્ણાને શાન્ત પાડનાર સિદ્ધિ મળી કે વૃત્તિમાથી ચંચળતા નીકળી જાય છે અને અંતઃકરણ સ્થિર થાય છે તેવા સ્થિર અંતઃકરણમા આત્માના સ્વાભાવિક આનન્દનુ પ્રતિબિંબ પડે છે આ સ્થિતિ સુખમય ભાસે છે. અને તૃષ્ણાને શાન્ત પાડનાર જે વિષય તેમા સુખ છે એમ વિપરીત સમજણ થાય છે જેમ દર્પણ વિશુધ્ધ તેમ પ્રતિબિંબની સ્વચ્છતા અનુભવાય છે. અંતઃકરણ જેટલે અંશે સ્થિર અને સ્વચ્છ હોય તેટલે અંશે તેમા આત્માનુ પ્રતિબિંબ પડે છે અને તેટલે

અ ગે તેટલો સમય સુખ અનુભવાય છે તૃષ્ણા પાછી એની એ ઉઠે છે અને વૃત્તિને વિક્ષેપ પમાડે છે આથી ક્લેશ દુ ખ અનુભવવામા આવે છે એ સર્વના અનુભવની વાત છે અનેક જન્મોની વાસનાઓના સ સ્કારથી પ્રેરાયનુ મન વિષયલાભ માટે નિરતર ઉત્સુક રહે છે વિક્ષિપ્ત રહે છે, ચ ચલ થઇ આકુળવ્યાકુળ બને છે અને તેથી ક્લેશ પર પરા ચાલતા રહે છે, આત્મલાભ તરફ મનની વૃત્તિઓ જતી નથી અને વિષયલાભ તરફ જાડ છે એ અનેક જન્મોના તેવા સ સ્કારોનુ પરિણામ છે જેમ હીરા ઉપર મેળ ચડી જવાથી તે પ્રકાશ વિનાનો પથરો લાગે છે તેમ આત્માને મનની વૃત્તિઓ રૂપી મેલ ઢાકી નાખે છે ને તેનો જે જ્ઞાન આનન્દ આદિ સ્વભાવ તે અનુભવાતો નથી ચ દનની સ્વાભાવિક સુગ ધી તેના ઉપર ધૂળ મેલ વગેરે દુર્ગ ધી ચડી જતા જેવી રીતે ઢકાઇ જાય છે અને વાસ્તવિક રીતે સુગંધી પદાર્થ છતા દુર્ગ ધમય ભાસે છે, તેવીજ રીતે આત્માનો સ્વાભાવિક આનન્દ અનેક સ સ્કારો અને વાસનાઓથી ઘેરાયલા મનની વૃત્તિઓથી ઢકાઇ જાય છે આત્માનો સહજ આનન્દ આ પ્રતિબ ધને લીધેજ અનુભવમા આવતો નથી આમ મન અને બુદ્ધિ કેજે એકજ અ ત કરણના સ્થિતિપરત્વે જુદા જુદા નામ છે તેની વિશુદ્ધિ અને સ્થિરતાની પરમ આનન્દ ભોગવવા માટે બહુ જરૂર છે मन एव मनुष्याणा कारण बन्ध मोक्षयो ॥ બ ધ અને મોક્ષનુ કારણ મનજ છે. અને અને મનનો વિસ્તાર વધતા સ સારપણુ તેટલોજ વિસ્તરે છે. વિવેકચૂડામણિમા કહે છે કે —

नह्यस्त्यविद्या मनसोऽतिरिक्ता मनोह्यविद्या
भवबन्धहेतुः ।
तस्मिन्विनष्टे सकलं विनश्यति विजृम्भितेऽ
स्मिन सकलं विजृम्भते ॥

અવિદ્યા એ મનથી જુદી નથી મન એજ અવિદ્યા છે કે જે ભવબંધનુ કારણ છે મનનો વિનાશ થ ા તો સર્વનો વિનાશ થાય અને મનનો વિસ્તાર થાય તો સર્વનો વિસ્તાર થાય આવી રીતે આત્માના સહજ જ્ઞાન આનંદ પ્રકાશને અનુભવવા ન દેનાર મોટો પ્રતિબંધ તે મન છે માણસનુ જે મન છે તે ભાતભાતના પદાર્થો જુએ છે, ભોગવે છે, નવા નવા ઉપજાવે છે ને એમ પોતાને અનુકૂળ હોવ તેમા સુખ માને છે પ્રતિકૂળ હોય તેમા દુ ખ માને છે મનનો ધર્મજ કલ્પના કરવાનો છે ને જે જે વસ્તુ આપણે જોઇએ કે તેના વિષે સાભળીએ તે તે વસ્તુ ઉપર મન ચોટે છે મન એ વસ્તુના રૂપ જેવુ રૂપલે છે મનનો આવો જે કલ્પના કરવાનો સ્વભાવ તે બહુ ચ ચળ છે ક્ષણુપણુ અટકી શકતો નથી, તે રાતદીવસ મન કલ્પના કર્યાજ કરે છે અને પોતાને અનુકૂળ ઘાટ ઘડે છે આ પ્રમ ણે મનનુ જે વસ્તુ પદાર્થ વિચાર-આદિમા ફેલાવુ તેને વૃત્તિ કહે છે માણસને સુખ દુ ખ જે જે થાય છે તે આ વૃત્તિનોજ ખેલ છે મનોવૃત્તિએ રચેલુ જગત્ પ્રત્યેક માણસનુ જુદુ જુદુ હોય છે અને આમ વ્યક્તિ તેટલી સૃષ્ટિ વિસ્તરે છે. પ ચદશીકાર સિદ્ધાન્ત બાધે છે કે "अत सर्वस्य जीवस्य बन्धकृन्मानसञ्जगत" માનસ જગત્ છે તેજ બંધન કરનાર

છે મનોમય જગતનું સ્વરૂપ શુધ્ધ હોય તો તે સુખકર થાય છે ત્યારે આથી ફલિત એ થાય છે કે વૃત્તિ અટકે મનસ્થિર થાય તો આનન્દ અનુભવાય મનની વૃત્તિઓનો ફેલાવો જેટલા પ્રમાણમા ઓછો તેટલા પ્રમાણમા દુ ખ ઉપાધિ ઓછા જણાય છે એ અનુભવ સિધ્ધ છે માડુક્ય ઉપનિષદમા કહે છે કે —

**मानसो निग्रहायत्त ममय सर्वयोगिनाम् ।**
**दुःखक्षयः प्रबोध श्राप्यक्षय्याशान्तिरेवच ॥**

"સર્વ યોગીઓનો અભય દુ ખક્ષય પ્રબોધ અને અક્ષય શાન્તિ એ સર્વ મનના નિગ્રહને આધિન છે"

મ ા શુદ્ધિ અને મનોનિગ્રહ એ તત્વજ્ઞાનની કુચી છે એટલુજ નહિ પણ વ્યવહારપક્ષે પણ એ બહુ લાભકારક છે

ત્યારે જે રીતે વૃત્તિ અટકે-મનનો ફેલાવો ઓછો થાય એમ કરવુ એ સર્વ ધર્મકર્મનો હેતુ હોવો જોઇએ વૃત્તિ મનનો ધર્મ છે ને મન જે છે તે, ઘણે ભાગે શરીરને આધીન છે જે આહાર વિહાર સ્થાય તે બધા શરીરને અને તેમાથી મનને અસર કરે છે માટે શરીર શુધ્ધ રહે તો વૃત્તિ સ્થિર થાય ને વૃત્તિ સ્થિર થાય તોપછી આત્મા ઉપરજ તેને લગાડી દેવાથી આત્માનો અનુભવ થઇ કોઇ દીવસ દુ ખ જણાયજ નહિ આમ અનેક રીતની પ્રક્રીયાઓથી એની એ વાત સિધ્ધ કરાય છે કે હૃદયની ઝ ખના જે અ ત સુખ મેળવવાની છે તે સુખ આત્મામાજ છે અને તે સુખને અનુભવવા ન દેનાર જે પ્રતિબ ધ છે તેને કર્મ, સ સ્કાર, વાસના,

મન, અજ્ઞાન અવિદ્યા માયા પ્રકૃતિ એવા એવા નામ આપવામા આવે છે. મનને સ્થિર કરી વૃત્તિને સ્થિર અને આત્માભિમુખ કરવી એ દરેક ધર્મવાળાને સંમત છે કેમકે વૃત્તિ આત્માકાર થયે પરમશ્રેયને પમાય છે આપણા જૈનશાસ્ત્રો આ પરમશ્રેયને પામવા માટે જે માર્ગો દર્શાવે છે તે બહુ સરળ છે, સુખે તે પ્રમાણે કરી શકાય તેવા છે અને સહેલા છે. એ માર્ગે શ્રદ્ધા અને ભક્તિથી ચાલવામા આવે તો મન વાણી અને શરીરના વ્યાપારોની શુદ્ધિ થતા કર્મના બંધનોનો નિઃશેષ ક્ષય થઇ અખંડ આત્મશાન્તિ અનુભવાય બહુ લાંબી ભાંજગડમા ન પડતા આપણા શાસ્ત્રકારોના કહેવાનો આશય વિચારીએ તો એટલો નીકળે છે કે આપણો આત્મા જ્ઞાન દર્શન ચારિત્રશીળ છે, આનન્દ સ્વરૂપ છે. છતા આપણે અજ્ઞાનમા અંધકારમા દુ:ખમા પડયા છીએ તે કર્મના પ્રભાવથીજ. અનાદિકાળના અનન્ત અને દુરંત કર્મોના આવરણોથી ઘેરાયલો આત્મા પોતાના સ્વભાવને મૂકી પરભાવને પામેલો છે. અજ્ઞાન જડ દુઃખી પરાધિન રહેલુ છે જો કર્મના આવરણોનો સંપૂર્ણ ક્ષય થાય તો આત્મા પોતાના સ્વભાવને પામે છે-અને આત્માનુ સ્વભાવ પરિણમન એજ શ્રેય છે અખંડ આનન્દની એ સ્થિતિ છે ઇન્દ્રિયોનો બહિર્મુખ વેગ, શરીરની કુચેષ્ટાઓ, મનનો ચંચળ સ્વભાવ, વૃત્તિઓની નાચખુદ અને તેને પરિણામે વિક્ષેપ દુઃખ ક્લેશ અનર્થ એની પરંપરા એ બધાનુ મૂળ કારણ કર્મ છે. એ બીજ જો બળી જાય તોપછી સંસાર વૃક્ષનો સમૂલ-ઉચ્છેદ થાય છે-એટલે મુખ્ય કર્તવ્ય તે કર્મના જાળાંની ગુંચ છોડવી-કર્મ પાતળા પાડવા કર્મની નિર્જરા કરવી એ છે આવી રીતે કર્મ જો પાતળા પડતા

જાય તો વાસના ક્ષય મનોનાશ ચિત્તશુદ્ધિ જ્ઞાન સધાય છે જપ, તપ, વ્રત, સામાયક, પ્રતિક્રમણ જેવી ક્રિયાઓ બીજા આચારો અને કર્તવ્યો ઉપદેશવામા આવે છે તે એટલા માટે કે એથી શરીર ઇન્દ્રિય મન બુદ્ધિ પવિત્ર સ્થિર દૃઢ અને સ્વચ્છ થાય છે અને ક્રમે ક્રમે આત્મશાન્તિ માટે યોગ્ય થવાતુ જવાય છે જેનો જેવો અધિકાર તેણે તેવા માર્ગે ચાલવુ જોઇએ

હૃદય આત્મસુખ માગે છે તેથી વિષયસુખોથી તેને તૃપ્તિ થતી નથી આત્મસુખ મેળવવુ એ મનુષ્યજીવનનુ સાધ્ય છે આ સુખ બુદ્ધિ ગમ્ય છે વિષય જન્ય નથી પણ આત્મબુદ્ધિની સ્વચ્છતાથી જન્ય છે આ સુખને અનુભવવા ન દેનાર મહાન્ અને મુખ્ય પ્રતિબંધ તે કર્મ છે એ આવરણનો ભગ થયે આત્મસુખ અનુભવાય છે કર્મના આવરણોને પાતળા પાડવા માટે મન શુદ્ધિ બુદ્ધિની નિર્મળતા, વૃત્તિનિરોધ, ઇન્દ્રિયજય, અહાર વિહાર આચાર ઉચ્ચાર આદિમા યથાશાસ્ત્ર વ્યવહારની જરૂર છે. જપ તપ ધ્યાન જ્ઞાન આદિનો પણ ઉપદેશ એટલા માટે છે સામાયક અને પ્રક્રિમણ એ બે નિત્યકર્મોનો પણ મુખ્ય આશય એજ છે ક્રિયાઓના સાગોપાગ યથાવિધિ અનુષ્ઠાનથી મોક્ષસુખનો અલભ્ય લાભ મેળવાનો અધિકાર પ્રાપ્ત થાય છે આ પવિત્ર ધર્મક્રિયાઓનુ મુખ્ય રીતે શુ રહસ્ય છે તે સમજી એ ક્રિયાઓમા અને તેની વિધિમા ઉતરવુ બહુ અનુકૂળ અને આનન્દદાયક થઇ પડે છે. અને જે હેતુથી એ ક્રિયાઓની યોજના થઇ છે તે હેતુ સફળ થાય, એટલા માટે આ પુસ્તકમા એ ક્રિયાઓના પાઠ આપ્યા

પહેલા આ પ્રસ્તાવનાની યોજના કરેલ છે આમા દર્શાવેલા વિચારો ઉપર મનન કરી આપણી આ પવિત્ર ધર્મ ક્રિયાઓની વિધિ રહસ્ય ઇત્યાદિ સમજી લઇને તે ક્રિયાઓ કરવામા આવશે તો લાભ થવાનો સભવ છે વિષય સ્પષ્ટ સમજાય તે માટે મુદ્દાસર વિવેચન કરવામા આવ્યુ છે

## ૧ સામાયક અને પ્રતિક્રમણનુ માહાત્મ્ય

આ બને ક્રિયાઓ મોક્ષના અ ગ છે મોક્ષ એ સર્વોત્કૃષ્ટ સ્થિતિ છે એ સ્થિતિ એ આ ક્રિયાઓદ્વારા પહોચાય છે એટલે તે કરતાં વધારે ફલ કહેવાની જરૂર નથી છતા શાસ્ત્રકારોએ આના સબધમા અનેક વચનો કહેલા છે તે જોઇએ

**दिवसे दिवसे लक्खं, देइ सुवण्णस्सखंडियं एगो**
**एगो पुण सामाइय करइ न पहुप्पए तस्स ॥**

'દિવસે દિવસે લાખ સુવર્ણ મહોરનુ દાન દે અને કોઇ એક સામાયક કરે પણ સામાયક કરનારની તોલે લાખોનુ' દાન હમેશા દેનારો આવતો નથી' આવો સામાયક મહીમા છે વળી શ્રીકર્પુર પ્રકરણ નામક ગ્રથમા કહેવામા આવ્યુ છે કે.—

**सामायिकं द्विघटिकं चिरकर्मभेदि,**
**चन्द्रावतसकवदुच्चधियोऽत्र किंतु ।**
**स्पर्शेऽपि सत्यमुदकं मलिनत्वनाशि**
**घोर तमो हरति त्रा कृत एवदीपः ॥**

જેમ જલ સ્પર્શ કરવાથી મલિનપણાનો નાશ કરનાર થાય છે અને દીવો કરતાજ ભયકર અન્ધકારનો નાશ થાય છે તેમ સામાયિક એ ઘડી પાળ્યુ હોય તોપણ ઘણા કર્મોને ભેદનાર થાય છે ચક્રાવતસક રાજાની પેરે.

सामाइय कुणतो, समभावंसावओ अघडियदुगं
आउ सुरेसु वधइ इति अमित्ताइ पाळयाइ ॥
सामाइअंमि उकए समणो इव सावओ हवइजम्हा ।
एएण कारणेण बहुसो मामाइय कुज्जा ॥
तिव्व तत्रं तवमाणो, जनवि निट्ठवइ जम्मकोडीहिं ।
त समभावि अचित्तो, खवेइ कम्म खणध्धेण ॥
जे केवि गया मोक्ख जेविय गच्छतिजे गमिसति ।
ते सव्वे सामाइअ महाप्पेण मुणेयव्व ॥
किं तिव्वेण तवेणं किंच जवेण किं चरित्तेण
समयाइ विणमुक्खो नहु हुओ कहविनहु होई ॥

અર્થ —બેઘડી સમભાવથી સામાયક કરનાર શ્રાવક અસખ્ય વરસોનુ દેવઆયુ બાધે. ૧

સામાયિક કર્યાથી શ્રાવક સાધુ જેવો થાય છે અને તેટલા માટે બહુવાર સામાયક કરવુ ૨

કરોડો જન્મો તીવ્ર તપ તપતા પણ જે કર્મક્ષીણ થતા નથી તે એક સમતાવાન જીવ સમતાથી સામાયક કરી અર્ધક્ષણમા ક્ષીણ કરે છે. ૩

જે કોઇ મોક્ષે પધાર્યા પધારશે અથવા પધારે છે તે સર્વે સામાયકના પ્રભાવથીજ એમ જાણવુ ૪

ગમે તેવુ તીવ્ર તપ તપે જપ કરે દ્રવ્ય ચારીત્રનુ ગ્રહણ કરે પરતુ સમતા વિના-સામાયક વિના મોક્ષ કોઇનો થયો નથી, થતો નથી થશે પણ નહિ

આવું સામાયકનું માહાત્મ્ય છે શાસ્ત્રકારોએ આથી પણ વિશેષ મહિમા સામાયકનો ગાયો છે જે બધાનો ઉલ્લેખ કરતા અહિં વિસ્તાર બહુ થઇ જાય.

પ્રતિક્રમણ ક્રિયાના માહાત્મ્યનું વર્ણન પણ એવીજ રીતે કરવામા આવ્યુ છે

**प्रतिक्रमण माहात्म्य चित्ते को वेत्ति तत्त्वतः ।**
**यज्ज्ञानात् तीर्यते भव्यै र्दुस्तरोऽपि भवार्णवः ॥**

"પ્રતિક્રમણનું તત્ત્વત માહાત્મ્ય કોણ જાણે છે જેના જ્ઞાનથી ભવ્યો આ દુસ્તર ભવસાગર તરી જાય છે"

આવા માહાત્મ્યવાળી આ પવિત્ર ધર્મક્રિયાઓ આદરપૂર્વક અને સમજણથી કરવા કોણ તૈયાર ન થાય? સામાયિકમા બોલાતાં સૂત્રો સિવાય બીજુ પણ તે સબંધે જે જાણવુ જરૂરનું છે તેનુ નિરૂપણ હવે કરીએ.

## ૨ સામાયકનો અર્થ

સામાયક શબ્દના અનેક આશયના અર્થો કરવામા આવે છે અહિ ટૂકમા અર્થ જણાવીએ —

समस्य आय लाभ स एव सामायक  સમાન ભાવનો લાભ જે ક્રિયાથી થાય ને સામાયક સમ એ શબ્દના અર્થ મુખ્યત્વે સરખું મધ્યસ્થપણું, સમાનભાવ એ થાય છે જે ક્રિયા કરવાથી સમ્યગ્‌-દર્શન જ્ઞાન ચારિત્રના સરખા સામર્થ્યનો લાભ થાય રાગદ્વેષાદિ વિકારને ટાળી મધ્યસ્થ ભાવનો લાભ થાય, સર્વ જીવો પ્રત્યે સમાનભાવ થાય તે ક્રિયાને સામાયક કહે છે શ્રી ઉત્તરાધ્યયનમા એવો પાઠ છે કે सामाईएणं सावज्जजोगविरइ—સામાયક કરવાથી પાપકારી કાર્યોથી નિવર્તે. સંસ્કૃત ટીકાકાર અભયદેવ આ વિષે લખે છે કે:-

सामाईयस्स जिसमो रागद्वेषविद्रक्तो य सर्वभूतानि आत्मवत्पश्यति, तस्य च प्रतिक्षण मपूर्वापूर्वं ज्ञानदर्शन चारित्र पर्यायाणा निरुपमसुखहेतुभूताना मधः कृत चिंतामणि कल्पद्रुमोपमानालाभ समाय स एवोज जनकस्यानुष्ठानस्येति सामायकं, तस्य सावद्ययोगनिप धरुपस्य निरवद्ययोगस्याप्रतिषेध स्वभावस्यच ॥

મતલબ કે મનુષ્ય સમભાવી અને રાગદ્વેષ રહીત થવાથી સર્વ જીવને પોતાના સમાન જુએ છે અને પરિણામે ચિંતામણિ અને કલ્પવૃક્ષ આપી શકે તેવા અનુપમ સુખ આપનાર જ્ઞાન-દર્શન અને ચારિત્ર પ્રાપ્ત કરવાને પ્રતિક્ષણે પ્રયાસ કરવા શક્તિમાન્ થાય છે આવી શક્તિ સ્થિતિ સંપાદન કરવી તે સામાયક કહેવાય છે જેમા નિષેધક કાર્યો કરતા અટકવાનુ છે અને અનિષેધક કાર્યો કરવા તત્પર થવાનુ છે.

અંગ્રેજ વિદ્વાનોએ સામાયકનો અર્થ—"Law of inward Peace" Moral and intellectual purity of the

sove-"Equilibrium" "Avoidance of every thing sinful".

૧ આંતર શાન્તિ પ્રાપ્ત કરવાનો નિયમ
૨ આત્માની નૈતિક અને ધાર્મિક પવિત્રતા
૩ મનનુ સમતોલપણુ
૪ દરેક પાપકારી કાર્યનો ત્યાગ.

આમ જુદી જુદી રીતે સામાયક શબ્દના અર્થનું નિરૂપણ કરવામા આવે છે શત્રુ મિત્ર સુખ દુ ખ લાભ હાનિ જય પરાજય વિગેરેમા મનની સમતા બુદ્ધિ સામ્ય અને તે થતા પાપકર્મોથી બચી જ્ઞાનદર્શન ચારિત્રનો લાભ મેળવવો કે જે સર્વોત્કૃષ્ટ સુખ કે જેના માટે માનવીમાત્રનું હૃદય તળસે છે તેને અનુભવવુ શ્રીમદ્ ભગવદ્ ગીતામા समत्व योग उच्यते–સમતા એજ યોગ છે એમ કહ્યું છે બુધ્ધિની પવિત્રતા સ્થિરતા સમતા શુધ્ધતા અને તેને પરિણામે મન વચન કાયાની એવી સ્થિતિ કે કોઇપણ જાતના વિકાર તેમજ બાહ્ય અકસ્માતથી સમતા–એકતા–શુધ્ધતા–ધર્મનો ભગ થઇ ન શકે સર્વ સ્થિતિમા મનનુ સમતોલપણુ પાપનિર્વતન

### ૩ સામાયકનાં લક્ષણ

समता सर्वभूतेषु संयमः शुभ भावना ।
आर्तरौद्र परित्याग स्तद्धि सामायक व्रतम् ॥
त्यक्तार्तरौद्रध्यानस्य त्यक्तसावद्य कर्मणः ।
मुहूर्तं समताया तां विदु सामायक व्रतम् ॥

**ભાવાર્થ**:—જગતના સર્વે જીવો પ્રત્યે સમતા–સમદૃષ્ટિ રાખવી મનસહિત સર્વે ઇન્દ્રિયોને વશ રાખવી, ઉત્તમ ભાવનાઓ ભાવવી આર્ત અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરી ધર્મ અને શુક્લ ધ્યાન ધ્યાવુ તે સામાયક વ્રત કહેવાય છે

આર્તરૌદ્ર ધ્યાનનો તથા સપાપ કર્મોનો ત્યાગ કરી ઓછામા ઓછુ એક મુહૂર્ત પર્યંત અંતરવૃત્તિને જે સમભાવમા રાખવી તેનુ નામ તે સામાયક કહેવાય.

સમસ્થિતિ સમભાવ એ આત્માનો મૂળ સ્વભાવ છે અને તેમાજ અખંડ આનન્દ સુખશાન્તિ રહેલા છે મનુષ્ય હૃદય આવા આત્માના સહજ આનન્દને માગે છે માયાજાળ કહો કે કર્મના આવરણો કહો પ્રકૃતિ અવિદ્યા અજ્ઞાન કહો કે બીજું ગમે તે નામ આપો તેથી આત્માનો સમભાવ અને તજ્જન્ય આનન્દનો અનુભવ થતો નથી જે આધ્યાત્મિક ક્રિયા વડે આત્માને સમભાવમા સ્થાપવામા આવે છે તેને સામાયક કહે છે આત્મશક્તિનો પ્રકાશ કરનાર, સમ્યક્જ્ઞાન દર્શનને પ્રકટાવનાર, શુધ્ધ સમાધિભાવમા પ્રવેશ કરાવનાર, નિર્જરાનો અમુલ્ય બોધ આપનાર અને રાગદ્વેષથી મધ્યસ્થ બુધ્ધિ કરાવનાર એવુ સામાયક નામનુ પહેલુ સામાયક વ્રત છે

સમતા સંયમ શુભ ભાવના અને ધર્મધ્યાન એ સમાયકનાં મુખ્ય અંગો છે એ પ્રત્યેક અંગનુ વિવરણ કરતા મોટો ગ્રંથ થાય એટલે વધુ વિસ્તાર નથી કર્યો

## ૪ સામાયકના પ્રકાર

સામાયકના આઠ પ્રકાર છે તે નીચે પ્રમાણે —

**सामाइय समइय सम्मंवाओ समास संखेवो ।**
**अणवज्ज यपरिणा पच्चखाणेय ते अट्ठा ॥**

અર્થ—સામાયિક, સમયિક, સમવાદ, સમાસ, સંક્ષેપ, અનવદ્ય, પરિજ્ઞા અને પ્રત્યાખ્યાન એમ સામાયિકના આઠ પ્રકાર છે તે દરેકનો અર્થ નીચે પ્રમાણે

૧ સામયિક—સમતા ભાવ રાખવો તે

૨ સમયિક—સર્વે જીવો ઉપર દયા ભાવ રાખવો તે

૩ સમવાદ—રાગ દ્વેષ છાડીને યથાવસ્થિત વચન કહેવું તે

૪ સમાસ—થોડા અક્ષરમા તત્ત્વ જાણવું તે

૫ સંક્ષેપ-થોડામા કર્મક્ષય થાય એવો સુત્રાર્થ વિચારવો તે.

૬ અનવદ્ય-પાપ રહીત વર્તન રાખવુ તે

૭ પરિજ્ઞા સામાયકના તત્ત્વને જાણી લેવું તે

૮ પ્રત્યાખ્યાન-બંધનકારક નિષિદ્ધ વસ્તુઓનો સ્વીકાર ન કરવો તે

નિશ્ચય અને વહેવાર એવા સામાયકના બે પ્રકાર છે, કેટલાક ભાવ અને દ્રવ્ય એમ બે પ્રકાર જણાવે છે તેમાથી ભાવ સામાયક ઉપર પ્રમાણે આઠ પ્રકારનો છે ભાવ સામાયકની સ્થિતિએ પહોચવા સારૂં પ્રથમ દ્રવ્ય સામાયકમા નિપુણ થવું જોઇએ

## ૫ સામાયકના પાઠોનો ઉદ્દેશ

આરંભના પહેલા બીજા પાઠમા પંચપરમેષ્ટીને તેમના ગુણાનુવાદ પૂર્વક પ્રણામ કરવામા આવ્યા છે એથી એમ સુચવાય છે કે હરકોઇ કાર્યમા જેમ ભગવત્કૃપાની જરૂર છે તેમ આ કાર્યમા પણ છે નમસ્કાર કરવાથી કે ન કરવાથી એ રાજી રાજી થઇ જાય છે કે કચવાઇ જાય છે એવુ કંઇ નથી એમની કૃપા તો સર્વદા પ્રકાશવાજ કરે છે આપણા કર્મોના આવરણ એનો લાભ લેતા અટકાવે છે ગુણચિંતન નમસ્કાર ધ્યાન જેવા કર્મોના અનુષ્ઠાનથી એ કૃપા પ્રકાશનો સ્વતંજ લાભ મળે છે

પાપકર્મોનો ક્ષય થાય અને પુણ્ય સંચય થાય તેમાટે પાપકર્મો ગણાવી તેને નિંદર કરવાનો તથા થએલા પાપકર્મો નબળા પાડવાનો ઉદ્દેશ બીજા પાઠનો સમજાય છે

ચોથો પાઠ આત્મવિશુદ્ધિ, પાપછેદન અને અશુભકર્મની નિવૃત્તિએ થાય તે માટે સ્થૂળ સુક્ષ્મ શરીર ઇંદ્રિય મન બુદ્ધિની સ્થિરતા સાધવાનુ બતાવે છે

પાચમો પાઠ રાગદ્વેષ જીતનાર તેમજ કર્મરૂપી વૈરિને હણનારને વંદના કરી તેમની પ્રસન્નતા અને સિદ્ધગતિની યાચના કરે છે કે જેથી અધ્યાત્મબળ પોષાય અને દૈવીગુણોની પ્રાપ્તિ થાય

છઠ્ઠા પાઠમા સામાયક આદરવાની રીતિ કહેવામા આવી છે નમસ્કારવિધિ, જિન તીર્થંકર દેવોના ઉચ્ચ સ્વરૂપનુ ચિંતન, તેમને શ્લાઘ્ય વિશેષણો યોજી વૃત્તિને તેમા જોડવી- એ સાતમા પાઠમા છે એથી તેવી ઉચ્ચગતિ આપણને મેળવી છે એ યાદ

રહે અને યોગ્યના માટે આઠમા પાઠમા આ ક્રિયા કરવામા કંઇ અપૂર્ણતા હોય કે ભૂલચૂક થયા હોય તો તે નિષ્ફળ થાઓ એવી ઇચ્છા બતાવવામા આવી છે તે એટલા માટે કે તેવી કોઇ અપૂર્ણતા રહેવાજ ન પામે અને રહી ગઇ હોય તો તે બુદ્ધિપૂર્વક નથી એટલે નિષ્ફળ થાય

આ પાઠોનુ સમગ્ર રીતે અવલોકન કરતા નીચે મુજબ સારાશ નીકળે છે

મંગળકારક નમસ્કાર, પ્રભુસ્મરણ, આત્મવિશુદ્ધિ, પાપછેદન, અધર્મ સંસ્કારોનુ માર્જન અને શુભ સંસ્કારોનુ આધાન, મનશાન્તિ પવિત્રતા, મન વચન કાયાની સમસ્થિતિ, વિકારોનું શમન અને તે સર્વ થતા સિંહ્ગતિ માટે જોઇતી યોગ્યતા અને તે દ્વારા નિત્ય નિરતિશય આનન્દ કે જેને દરેક પ્રાણી સ્વભાવથીજ ઝખે છે આ ક્રમે ધીમે ધીમે સિદ્ધગતિ મોક્ષપદને પમાડનાર આ સામાયક વ્રત છે

## ૬ સામાયકનુ સ્વરૂપ

સામાયકનું ચાર પ્રકારનુ સ્વરૂપ બાધી શકાય દ્રવ્યથી ક્ષેત્રથી કાળથી અને ભાવથી એમ ચાર છે તેનો ટૂકમા વિવેક નીચે મુજબ છે

૧ દ્રવ્યથી સામાયક એટને સામાયકને પુષ્ટિરૂપ હોય તે સિવાયના બીજા સાધનો પર મમતાની બુદ્ધિ ન રાખવી સામાયક નબી શકે તેમાટે જે લુગડા લત્તા પુસ્તક આદિ જોઇએ તેની હદ બાધી બાકીનાનુ પચ્ચખાણ કરવુ

૨ ક્ષેત્રથી સામાયક એટલે સામાયક કરવા માટે જેટલી જગ્યા રોકી હોય તેટલીની મર્યાદા કરી બીજી જગ્યાનો ત્યાગ ધારવો તે

૩ કાળથી સામયક—ઓછામા ઓછુ એક મુહૂર્ત, બેઘડી અથવા અડતાળીસ મિનિટનુ સામાયકના કાળનું માપ છે કાળની અવ્યવસ્થા ન થઇ જાય એટલા માટે કાળની મર્યાદા બાધવામા આવે છે કદાચ બેઘડી જેટલો અવકાશ ન મળે તો અવકાશ મુજબ સમતા ભાવમા રહેવું જેથી એટલા વખત સુધીપણ પાપ-કર્મ અટકવારૂપ મહા "કરે મિભંતે' નો લાભ થશે

ભાવથી સામાયક-ભાવથી સામાયક એટલે ભાવથી રાગદ્વેષથી રહીત રહેવુ-રાગદ્વેષથી રહીત થવાનો ભાવ રાખવો પ્રયાસ કરવો અને સમતા લાવી આત્માની ઉજ્જ્વળતા આણવી

દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવમા દ્રવ્ય અને ક્ષેત્ર જેમ બને તેમ સંક્ષેપવા-ઓછા કરવાના છે કાળ અને ભાવમા વધારો કરવાનો છે.

## ૭ સામાયકનો વિધિ-અને હેતુ

દરેક ક્રિયા વિધિસહીત કરવાથી તેનું ફળ વધારે સારૂ અને લાભકારક થાય છે ઓસડ ખાવામા તેની વિધિ પાળવામા આવે તો તે ઓસડ વધારે ગુણકારી અને દુખને દૂર કરનારૂ થાય છે તેવીજ રીતે ધર્મની સર્વ ક્રિયાના સબધમા સમજવુ. હવે ધ્યાન રાખવુ જોઇએ કે દરેક વિધિમા રહસ્ય હેતુ સમાએલ હોય છે જોકે શાસ્ત્રમા જણાવેલી દરેક વિધિનો હેતુ કેટલીકવાર સ્પષ્ટ જણાવવામા આવ્યો નથી હોતો તોપણ શ્રધ્ધા અને ભક્તિથી

આપ્ત પુરૂષોએ જણાવેલ વિધિને અનુસરવુ મિથ્યા તર્કો ઉઠા-વતા રહી કલ્પણુ ન માનતા ન કરતા સ્વચ્છદી બનવામા કલ્યાણ નથી

આ ઉપરથી એમ સમજી લેવાનુ નથી કે વિધિપૂર્વક ન થાય તો ધર્મક્રિયા નજ કરવી સામાયકનો શરૂઆતનો અભ્યાસ યથાવિધિ આચરીન શકાય તો તેમા કંઈ નવાઇ નથી વિધિપૂર્વક કરવાનો લક્ષ રાખી, ત્રિધિપૂર્વક પોતાથી બની શકે એવો અભ્યા-સથીજ કાર્યની સિદ્ધિ થાય છે શાસ્ત્ર કહે છે કે —

**अविहिकया वरमकय उस्सुणवयण वयंति सव्वण्णु ।**
**पायछ्छित्त जह्मा अकए गुरुअ कएलहुअं ॥**

અર્થ–અવિધિએ કરવા કરતા અણુ કર્યું ભલુ "એ વચનને સર્વજ્ઞો ઉત્સૂત્ર કહે છે કારણુ કે નહિ કરનારને મોટું પ્રાયશ્ચિત અને અવિધિએ કરનારને નાનુ પ્રાયશ્ચિત છે

ભગવાનના પવિત્ર વચનનો ગભીર આશય તો એવો છે કે જે જીવ નહિ કરતો હોય તેના કરતા ધીમે ધીમે જે જીવ અવિધિથી પણુ કરવાનો અભ્યાસ પાડશે અને એ અભ્યાસ સાથે યથાવિધિ કરી શકવાનો લક્ષ રાખશે તે સારો, તેનું કર્યું સારૂ. માત્ર એટલુ ધ્યાનમા રાખવુ કે ઘાણીના બળદની પેઠે બહુ ચાલવા છતા પણુ જ્યાના ત્યા રહેવાય એવુ ન થવુ જોઇએ

સામાયક સબધમા વિશેષ વિચાર પ્રતિક્રમણુ સંબધીના વિચાર સાથે કરવાનું રાખી હવે પ્રતિક્રમણુની ક્રિયાનો વિચાર કરીએ.

## ૮ પ્રતિક્રમણનો અર્થ

પ્રતિક્રમણ એ શબ્દ આવશ્યક સૂચવે છે, કારણ કે ક્રિયાનુ મૂળ નામ "આવશ્યક ક્રિયા છે" આવશ્યક એટલે અવશ્ય ક્રિયાને નિત્ય ૩૬ એવા સાધુ પ્રમુખ અવશ્ય કરે તે, અથવા જેનાથી જ્ઞાનાદિગુણ અને મોક્ષ એ સમસ્ત પ્રકારે વશ કરાય તે, તેમજ ઇન્દ્રિય કષાયાદિ ભાવ શત્રુ જેનાથી સમસ્ત પ્રકારે વશ કરાય તે

**स्वस्थात् परस्थान प्रमादस्यवशाद्गतः ।**
**तत्रैवक्रमणं भूयः प्रतिक्रमण मुच्यते ॥**

મદ્ય, વિષય, કષાય, નિદ્રા વિકથા એ પાચ પ્રમાદથી સ્વગુણો જે જ્ઞાનાદિ તે છોડી જવાયુ છે તેને સ્વસ્થાનમા લાવવા આક્રમણ કરવુ તેનુ નામ પ્રતિક્રમણ કહેવાય છે"

પાપને દૂર કરવા ભાવ શત્રુને તાબે કરવા સુકૃતના કાર્યોમા પ્રવેશવા મુક્તિમાર્ગે ચાલવા બે વખત અવશ્ય પ્રતિક્રમણ કરવુ આની આજ્ઞા છે

**समणेण सावएणय, अवस्स कायव्व जम्हा ।**
**अंतो अहो निसस्सय, तम्हा "आवस्सव" नाम**

પરમાર્થમાર્ગી સાધુ અને આત્મેચ્છુ શ્રાવકોએ દિવસના મન વચન અને કાયાના તમામ કાર્યોને ઉપયોગપૂર્વક સ્મરણ કરવાની વિધિને "અવશ્યક" કહે છે

**પ્રતિક્રમણનાં ૭ અંગો ટુંકામાં નીચે મુજબ છે.**

૧ જે વડે આત્મસ્થિરતા અને શાન્તિગુણ પ્રાપ્ત થાય તે સામાયિક.

૨ આત્મવેત્તા પુરૂષોના ગુણોનુ આક્રમણ કરવુ તે સંસ્તવન.

૩ ગુણ શ્રેણિની પ્રાપ્તિ માટે મહાપુરૂષોને વંદન

૪ આત્મસન્મુખ સચરવું તે પ્રતિક્રમણ

૫ દેહના ભાનનો ઉત્સર્ગ કરવો તે કાયોત્સર્ગ

૬ આત્મધ્યાન માટે અવશ્ય નિયમ લેવા તે પચ્ચખાણ

અર્થાત્ સામાયક, સસ્તવન, વદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પચ્ચખાણુ એ છ અગો છે આ પ્રત્યેક અંગના અર્થ સહિત વિવેચન વિસ્તાર ભયથી કર્યું નથી

## ૯ પ્રતિક્રમણુનો કાળ

પતિક્રમણુ કરવાનો સમય નીચે પ્રમાણે જણાવે છે

**अद्धानिव्रुदे सूरे बिंबकढंती गीयथा ।**
**इअवयण पमाणेया देवासि आवस्सएकालो ॥**
**आवस्सए स्समयें निदा मुचयन्ति आयरिया: ।**
**तहत कुणातिजहादिसिं पहिलेहाणं तर सुरो: ॥**

સૂર્યના પ્રતિબિબનો અર્ધો અસ્ત થાય ત્યારે હે ગીતાર્થ પ્રતિક્રમણુનો આ કાળ જાણુવો

હે આચાર્ય નિદ્રા મૂકી પ્રતિક્રમણુ કર કે જે સંપૂર્ણ થતા સૂર્યોદય થાય એટલે સૂર્યના કિરણે પ્રસરે ત્યાર પહેલા પ્રતિક્રમણુ કરવુ.

આવી રીતે સૂર્યોદય અને સૂર્યાસ્ત થવાના સધિકાળમા પ્રતિક્રમણુ આદરવું દિવસમા બે ટંક અવશ્ય આ ક્રિયા આદરવી જોઇએ

## ૧૦ પ્રતિક્રમણના પાઠોનો ટુંકમાં ઉદ્દેશ.

૧ ગુરૂમહારાજ શ્રીની અનુજ્ઞા લેવાનો અને પોતાને કરવાની ક્રીયાનો સંકલ્પ બાંધવાનો હેતુ પ્રથમ પાઠનો છે

૨ મંગળ માટે પ્રતિજ્ઞા લેવા માટે અને ઉસુત્તા વગેરે આઠ દેશોથી નવાણુ અતિચારો લાગે છે તે દૂર કરવા માટે બીજા પાઠની યોજના છે.

૩ બીજા આવશ્યકમાં લોકોમાં ઉત્ત એવા પુરૂષોને અભિવંદનપૂર્વક તેમનું સંસ્તવન કરવાનું છે જેથી તેવા પુરૂષોના ગુણો આપવામાં આવે.

૪ ત્રીજા આવશ્યકમાં ગુરૂશ્રીને વંદના—આચાર્ય ગુરૂ એમની કૃપા વિના કંઇપણ સિદ્ધિ મળતી નથી એટલા માટે તેમને વારંવાર વંદન કરવામાં આવે છે.

૫ ચોથા આવશ્યકમાં આવતા પાઠોનો ઉદ્દેશ નીચે મુજબ –

૧ જ્ઞાનના ચૌદ અતિચારોની આલોચના

૨ દર્શનશુદ્ધિ.

૩ અહિંસાવ્રત.

૪ સત્યવ્રત

૫ અદત્તાદાન

૬ બ્રહ્મચર્ય.

૭ પરિગ્રહ પરિમાણ.

૮ દિશા પરિમાણ

૯ ભોગ ઉપભોગ પરિમાણ.

૧૦ અનર્થદંડ નિવૃત્તિ

૧૧ સમભાવના.

૧૨ દિશાપૌષધ

૧૩ પૌષધ ધર્મધ્યાનથી આત્માને પુષ્ટ કરવો

૧૪ અતિથિસેવા દાન

૧૫ સમાધિભાવે સંથારો

૧૬ પાપથી નિવર્તન

૧૭ અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મનુંજ શરણ

૧૮ પાઠ ૨૧ માથી સમણુસૂત્રોનો પાઠ છે. અને તે સાધુ સાધ્વી વર્ગને લક્ષીને યોજાયા છે નિદ્રામા, સ્વપ્નમા લાગેલા દોષો ટાળવા માટે પહેલું સમણુસૂત્ર છે

૧૯ ગોચરીના પ્રસંગમા થતા દોષોની આલોચણા.

૨૦ પડિલેહણુની આલોચના સ્વાધ્યાય, અધ્યયન કરવા કરવા તથા પડિલેહણાદિ પ્રસંગે ધર્મોપકરણો જોયા પૂજ્યા વિના ઉપાડતા લાગેલા દોષોની નિવૃત્તિ કરવા માટે છે

૨૧ તેત્રીસ બોલનુ ચિંતવન, અને જાણવા યોગ્ય જાણવા, આદરવા યોગ્ય આદરવા, છાડવા યોગ્ય

છાડવા તથા વીસ અસાતના ટાળવા માટે ચોથુ પ્રતિક્રમણુસૂત્ર છે.

૨૨ જે માર્ગ ગ્રહણુ કરવાથી તીર્થંકરાએ મોક્ષપદ મેળવેલ છે તે માર્ગની પ્રશસા અને તે માર્ગે ચાલવાનો અધિકાર આવે તે માટે પાચમુ શ્રમણસૂત્ર છે

૨૩ ખમણા-માફી માગવાનુ પાઠ ૨૬ માથી ચાલુ થાય છે અરિહત, સિદ્ધ આચાર્ય, ઉપાધ્યાયપ્રભુ, સાધુ મહાપુરુષા, શ્રાવક શ્રાવિકા અને સર્વ જીવો એમની માફી માગવાના પાઠ છે અસાવધાનતા પ્રમાદ અવિવેક અજ્ઞાનથી વર્તાયુ હોય, બીજા કાઇ દોષો જાણતા અજાણતા થયા હોય તો તે માટે પશ્ચાત્તાપપૂર્વક માફી માગવામા આવે તો તેના દોષો ફરીથી થતા નથી અને મન વિશુદ્ધ બનતુ જાય છે.

૨૪ પાચમુ આવશ્યક કાર્યોત્સર્ગ માટે છે કાયાનુ પણુ ભાન ભૂલી ધ્યાન નિમગ્ન થવુ જોઇએ

૨૫ દિવસ અને રાત્રિના ભાગમા નવકારશી અને ચોવિહારના પચ્ચખાણુ

આ પાઠોની સકલના જોતા વિચારતા સમજાઇ રહેશે કે આત્માના સ્વભાવ પરિણમન માટે આ ક્રિયા કેવી ઉપયોગી અને જરૂરની છે કર્મક્ષય પણુ આ ક્રિયાના અનુષ્ઠાનથી થતો જાય છે

વહેવાર સરળ અને સુખમય નીવડે છે આ ક્રિયા એકાગ્રમનથી કરવાની છે તે માટે અનુયોગદ્વાર સૂત્રમા કહે છે કે —

"समणे वा समणी वा, सावएवा, साविएवा, तच्चित्ते, तम्मणे तल्लेसे, तदज्झवासिए तत्तिव्वज्झवासिए, तदट्ठोवउत्ते, तदप्पि अकरणे, तब्भावण भाविए, उभओकाल मावस्स व करेइ"

સાધુ કે સાધ્વી શ્રાવક કે શ્રાવિકાએ તદ્‌ગત ચિત્તે તદ્‌વ્યાપ્ત મને તેમય લેશ્યાએ તથા રૂપ અધ્યવસાયે, તે રૂપ તીવ્ર અધ્યવસાએ કરી કર્મ-પાપ-દોષ-અતિચારાદિ દૂર કરવા માટે ઉપયોગવત થએ થકે બને ટક આવશ્યક કરે

પ્રતિક્રમણનુ વિશેષ સ્પષ્ટીકરણ "પ્રતિક્રમણનું સ્પષ્ટીકરણ એ ગ્રથમા કરવામા આવ્યુ છે જિજ્ઞાસુએ તે ગ્રથ જોઇ વિચારવો.

હવે સામાયક અને પ્રતિક્રમણ એ બે ક્રિયાઓમા અપેક્ષિત સાધનો, સ્થળ વગેરેનો વિચાર સ્વલ્પમા કરી જઇએ

## ૧૧ ઉપકરણો અને તેની શુદ્ધિ.

ઉપકરણ એટલે જે ઉપકારના કારણ છે તે તેની શુદ્ધિ એટલે તેને તેના હેતુ સચવાય એવી રીતે રાખવા તે ધર્મક્રિયાઓ બરાબર થઇ શકે તે માટે ઉપકરણોની યોજના છે

મુખ્ય ઉપકરણો —મુહપત્તી-રજોહરણુ-પાથરણું-વસ્ત્ર-પુસ્તક આદિ આ બધા ઉપકરણો પવિત્ર સુઘડ અને સ્વચ્છ રાખી તેનો ઉપયોગ કરવો રજોહરણુ-ગુચ્છો

૧ આની જરૂર જયણા-યત્ના જીવરક્ષા જાળવવા માટે છે આત્માર્થી પ્રાણી સર્વ જીવને પોતાના જેવા ગણી તે પ્રતિ જેમ બને તેમ બચવી સંભાળી દરેક કામમા તેઓને પરિતાપ ન ઉપજે એમ પ્રવર્તે તો ધર્મક્રિયાઓમા તો વિશેષ વિશેષ ઉપયોગવંત થઇ જયણા પાળવી જોઇએ બહાર શરીરઆદિ જયણાપૂર્વક પ્રમાર્જવામા આત્માને પ્રતિક્ષણ પૂંજવો એપણ આ ઉપકરણનુ રહસ્ય છે. રજોહરણ એનો અર્થ રજનુ હરણ કરનાર તે રજોહરણ રજ બે પ્રકારની છે બહારની ધૂળ અને અંતરની કર્મરૂપી રજ. બહારની ધૂળ હરે તેમજ અંતરની કર્મરૂપી રજને હરે દૂર કરે તે રજોહરણ.

૨ મુખપત્તિ—આશાતના ટળવાનું આ એક સાધન છે, શ્વાસોચ્છ્વાસ લેતી વખતે, બોલતી વખતે, પુસ્તક વાચન વખતે કે ગુરૂ સન્મુખ બોલતા વખતે જયણા કરવાની જરૂર છે આ ઉપકરણ તે માટે યોજાયુ છે જ્ઞાન જ્ઞાની અને જ્ઞાનોપકરણને થુંક ન ઉડે એ વિનય એથી રાખી શકાય છે. માનનીતા અશાતના ટાળવા માટે મુહપત્તિ સ્વચ્છ, ડાઘ કે મેલ વગરની રાખવી વળી મુહપત્તિ પારમાર્થિક બોધ એ આપે છે કે પાપરૂપ વચનથી વિચાર વગરના બોલવાથી, કર્મજનક વાણીના ઉચ્ચારથી અટકવું. અપ્રિય વચન ન ઉચારવા વચન ગુપ્તિ આચરવી

૩ આસન.—આસન ઊનનુ કરવામા આવે છે કારણ કે તે સુતર કરતા વધારે પવિત્ર છે આસનની સુયોગ્ય ગોઠવણથી જીવજન્તુ દૂર રહે છે મન પ્રફુલ્લિત રહે છે અને એકાગ્ર થવામાં અનુકૂળતા મળે છે વિક્ષેપ નડતો નથી

ધર્મક્રિયા આદરવા માટે પહેરવાનાં વસ્ત્રો પવિત્ર સ્વચ્છ રાખવા વહેવારમા પહેરવાના વસ્ત્રોથી તેને અલગ રાખવા કેમકે ફરવા હરવાથી વહેવારમા ફરવાથી એક બીજાના સંસર્ગમાં આવવુ પડે છે તેથી સંસર્ગજન્ય દોષોથી તે અપવિત્ર થાય છે અને તેની અસર મન ઉપર લાગે ફેરે થાય છે આટલાજ માટે પ્રત્યેક ધર્મક્રિયા કરવા વખતે પવિત્ર સ્વચ્છ વસ્ત્રો પહેરવાનું વિધાન જોવામા આવે છે

પુસ્તકાદિ—સામાયકના પાઠો ભણી રહ્યા પછી પુસ્તક નોકરવાળી આદિ જે સાધનોથી સામાયિકી કાળ સુખરૂપ નીવડે, સમતાનો લાભ થાય, જ્ઞાનમા વધારો થાય, આત્મા નિર્મળ થાય તે સાધનોનો ઉપયોગ કરવાનો છે ઉત્તમ અધિકારીએ તો એ કાળ નિઃસંકલ્પ અવસ્થા—ધ્યાનમા ગાળવો. એમ ન બની શકતું હોય તો વૃત્તિઓને કોઇ ઉચ્ચ સાત્વિક આલંબનમા જોડવી તેમાટે સજ્ઝાય ઉપદેશ શ્રવણ, સદ્‌ગ્રંથ વાચન, ધર્માભ્યાસ, પૂર્વ મહાત્માઓના ચરિત્રનું રટણ તેપણ ન બની શકે તો જય—પંચમેષ્ઠીના પવિત્ર નામોનો એકાગ્રવૃત્તિથી ઉચ્ચાર કરવો, એટલું તો અવશ્ય કરવું કે પરનિંદા, વ્યર્થ કુથળી, મન વચન કાયાની નિરર્થક પ્રવૃત્તિથી બચવુ—જેથી કર્મબંધન થાય તેમ ન કરવું સામાયક નોકાલ ધર્માભ્યાસમા બનતા સુધી ગાળવો એ સામાન્ય રીતે કહેવામા આવે છે અને તેના માટે પુસ્તકવાચન મુખ્ય સાધન છે પુસ્તકવાચનમાં શું વાચવુ અને કેમ વાચવુ એનો વિચાર મુખ્ય રીતે કરવો જોઇએ ઉદ્દેશપૂર્વક ક્રમથી અને પદ્ધતિથી અભ્યાસ

થાય તો સત્યજ્ઞાનનો પ્રકાશ થાય છે એટલુંજ નહિ પણ જ્ઞાનાવરણીય કર્મ તૂટતા તે જ્ઞાન સ્થાયી રહે છે

સામાયકમા પ્રવેશ કર્યા પછી ચાર લોગસ્સ થી વધારે લોગસ્સનો કાઉસગ્ગ કરી ચિત્તની કઇક સ્વસ્થતા લાવવી આ પછી સૂત્રપાઠ કરવા કે ઉત્તમ ગ્રથનુ વાચન કરવુ જ્ઞાન વૈરાગ્ય બોધ નિવૃત્તિના પુસ્તકોની પસદગી કરવી એટલુ સમજી રાખવુ કે મનને ખોટા વેગ ઉપર ચડાવે ખોટી વૃત્તિઓ અને ખોટા વિકારોને પોષે સમતા સયમમા ભગ પાડે તેવુ વાચન ન રાખવુ નાટક–નોવેલ અને નકામા ટાએલા જેમા હોય તે પુસ્તકો ન વાચવા યાદ રહેવુ જોઇએ કે વાચન તે કાઇ વખત કાઢવાને કે લોકોમા વધારે જાણકાર કહેવરાવવા માટે નથી પણ જ્ઞાનપ્રાપ્તિ આચારશુદ્ધિ, આત્મસુધારણા બુદ્ધિવિકાસ માટે છે વાચનનો મુખ્ય ઉદ્દેશ આત્મસુધારણા કે જેમા બીજા ઉદ્દેશોનો સમાવેશ થઇ જાય છે તે છે એટલા માટે નિયમ અને વ્યવસ્થાથી ક્રમપૂર્વક ધર્મગ્રથોનો અભ્યાસ કરવો જોઇએ

આવી રીતે ઉપકરણોનો ઉપયોગ છે તે સમજીને કરવો જેથી તેનો હેતુ જળવાય

## ૧૨ સામાયક અને પ્રતિક્રમણ સબધી વિશેષ વિચાર

ઉપરના સ્વરૂપવિવેચન ઉપરથી ફલિતાર્થ એટલો નીકળે છે કે અખડ આત્મસુખ મેળવવા માટે તેનો મહાન્ અને મુખ્ય પ્રતિબધ જે કર્મ તેનો ક્ષય કરવાની જરૂર છે અને એ કર્મક્ષયને સાધનારી અનેક ક્રિયાઓમા સામાયક અને પ્રતિક્રમણ એ

મુખ્ય ક્રિયાઓ છે આ ક્રિયાઓનુ તત્ત્વ તપાસીએ તો સમતા, સયમ, ગુણશ્રેણિની પ્રાપ્તિ, શુભભાવના, આત્મસ્થિરતા આત્મશાન્તિ એ છે આ ક્રિયાઓનો હેતુ જેથી સરે તે પદ્ધતિથી એ ક્રિયાઓ આચરવી જોઇએ એ ક્રિયાઓના સ્વરૂપનુ જ્ઞાન મેળવી તદનુરૂપ વર્તન થવુ જોઇએ કેવળ બાહ્ય ઇન્દ્રિયોને નિયમમા રાખી મનથી અનેક વિષયોનુ ચિંતન કર્યા કરવાથી આ ક્રિયાઓનો હેતુ સરતો નથી અનેક વર્ષો સુધી આક્રિયાઓ કર્યા છતા પણ આપણામાના ઘણા જણ કામક્રોધાદિ વિકારને વશ વર્તતા જોવામા આવે છે તેનુ કારણ તેઓનો મિથ્યાચાર છે શ્રીમદ્ ભગવદ્ ગીતા કહે છે કે —

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्**
**इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारःस उच्यते ॥**

કર્મેન્દ્રિયોનો સયમ કરી મનથી જે ઇન્દ્રિયોના વિષયોનું ચિંતવન કરતો કરતો બેસે છે તે મૂઢ છે અને તેનો એ આચાર મિથ્યા છે આવી રીતે જેમ તેમ ક્રિયાઓ કરી જવાનો વેષ ભજવવમા આવે તો કઇ ફળ મળતુ નથી એટલા માટે શાસ્ત્રવિધિને અનુસરી આ ક્રિયાઓ ઉપર સત્રકારનુ વાક્ય ઉતાર્યું છે તેમ તેમાજ મન જોડીને તેમાજ ચિત્તની વૃત્તિઓને લગાવીને તેમાજ દૃઢ નિશ્ચયથી એ ક્રિયાઓ કરવી જોઇએ તે ઉપરાત ખાવાપીવામા સુવા ઊઠવામા હરવા ફરવામા—પ્રત્યેક વહેવારમા નિયમપૂર્વક મધ્યમમાર્ગે ચાલવુ જોઇએ વ્યવહારમા સત્ય અને પ્રામાણિકપણું જાળવી ધર્મે ચાલવુ જોઇએ જો આવી રીતે વ્યવહારમા વર્તન રખાય તો મન વિશુદ્ધ થતુ જાય છે અને આ ક્રિયાઓ

પણ ફલવતી થાય છે પ્રતિક્રમણના પાઠોમા અહિંસા સત્ય અસ્તેય-ચોરી ન કરવી, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વગેરે જે વ્રતો સબધમા કહેવામા આવ્યું છે તે કેવળ મુખપાઠ કરી જવા માટે નથી પણ દરરોજના વહેવારમા તે પ્રમાણે વર્તન રાખવાનુ છે ધર્મને વહેવારથી જુદો પાડી શકાતોજ નથી અને ખરો ધાર્મિક માણસ નિર્મળ વહેવાર સાધી પરમાર્થને એ વહેવારમાથીજ ઘટાવી લેછે

સામાયક અને પ્રતિક્રમણ માટે આવી પૂર્વ તૈયારીની જરૂર છે આની રીતે પૂર્વ તૈયારી કરીને આ ક્રિયામા પ્રવેશવું જોઇએ આ ક્રિયાઓ ફલવતી થાય તે માટે એ ઉપરાત બીજી બાબતો પણ લક્ષમા રાખવાની છે જેમાની કેટલીક અગત્યની બાબતો સંબધમા નીચે મુજબ માર્ગસૂચન કરીએ છીએ.

૧ આ ક્રિયાઓ કરવાનો સમય શાત અને વિક્ષેપકકારણો નડે નહિ તેવો રાખવામા આવ્યો છે

૨ આ ક્રિયાઓ કરવાનું સ્થળ એકાન્ત પવિત્ર અને આનન્દ-જનક સાત્વિક વૃત્તિઓને પોષનારૂ હોવુ જોઇએ પવિત્ર સ્થાનકો કે જ્યા ધંસસારી પ્રવૃત્તિઓ ચર્ચાઓનો અભાવ હોય છે તે સ્થળ આ ક્રિયા માટે વિશેષ અનુકૂળ છે

૩ શાન્ત સમયે અને પવિત્ર સ્થળે શરીર મન વાણી ઇન્દ્રિયોના અન્ય વ્યાપારોનો નિરોધ કરી તેમને આ ક્રિયાઓમાજ રોકી દેવા

૪ પાઠોના ઉચ્ચાર શુધ્ધ અને સ્પષ્ટ કરવા.

૫ પાઠો બોલતી વખતે મનની વૃત્તિઓને તેના અર્થમા જોડવી

૬ મનોનિગ્રહ કરવા પ્રયત્ન લેવો

૭ શાસ્ત્રમા બતાવેલી અને ગુરૂશ્રીએ સમજાવેલી રીતિએ આ ક્રિયાઓનુ અનુષ્ઠાન કરવુ

૮ यदेव श्रद्धया करोति विद्यया चोपनिषदा तदेव वीर्यवत्तरम् "જે જે કર્મ શ્રધ્ધાથી જ્ઞાનથી અને શાસ્ત્રાજ્ઞાથી કરવામા આવે છે તે તે કર્મ વધારે વીર્યવાન બળવત્તર—ફળ આપનારૂ થાય છે" એટલે મિથ્યા બુદ્ધિવાદોમા શુષ્કતર્કજાળમા કે વૃથા વાદવિવાદમા ન પડવું સંશય ન રાખવો, કેમકે અજ્ઞાન અશ્રધ્ધા અને સશય એ વિનાશના દ્વાર ગણાય છે માટે શ્રધ્ધાથી, ભક્તિથી, દૃઢ નિશ્ચયથી ધર્મક્રિયાઓ આદરવી

૯ સામાયકના મુખ્ય લક્ષણ સમતા અને સયમ છે તો માત્ર સામાયકના કાળમાજ નહિ પણ દરેક પ્રસગે તેનો અભ્યાસ રાખવો

૧૦ પોતાના જ્ઞાન કર્મ—આચાર વિચાર—વૃત્તિ વિકાર વાચન સગતિ એ વગેરેની આલેચના કરતે રહેવી અને જે અસત્ અશ જોવામા આવે તેને દૂર રાખવા પ્રયત્ન લેવો. આત્મપરીક્ષા, આત્મશિક્ષણ અને આત્મસયમનો પ્રતિક્ષણ અભ્યાસ સેવવો આટલી સૂચનાઓ ઉપરાત

એક અગત્યની સૂચના મનોનિગ્રહ માટે ધ્યાનમા રાખવાની છે સામાયક અને પ્રતિક્રમણ જેવી ધર્મક્રિયાઓમા પ્રવેશના ઘણાઓને અનુભવ થતો હશે કે પ્રયત્નો કર્યા છતા પણ મન કબજામા રહેતુ નથી જનિઓ સ્થિર થઇ એકાગ્ર થતી નથી. આનું કારણ મનની અશુદ્ધિ છે જો મનને પવિત્ર એકાગ્ર અને ખરાબ વિચારોથી રહીત રાખવામા આવે તો ધર્મક્રિયાઓ બરાબર થઇ શકે પણ મનનો નિગ્રહ કરવો એ કામ સહેલું નથી મનોનિગ્રહ સિદ્ધ થતા તો અક્ષય શાતિ સુખ અનુભવાય છે હવે મનનો નિગ્રહ કેવી રીતે કરવો તે સબધમા થોડો ઉલ્લેખ અહિ કરીએ

મન અસ્થિર અને ચચળ સ્વભાવનુ છે એટલે તેનો નિગ્રહ કરવાનુ કામ જોકે અસાધ્ય નહિ તોપણ દુસાધ્યનો છે કહ્યુ છે કે –

उत्सेक उदधे यद्वत् कुशाग्रेणैक बिंदुना ।
मनसो निग्रहस्तद्वद् भवेदपरिखेदतः ॥
अप्यब्धि पानान्महतः सुमेरून्मूलनादपि ।
अपिवह्न्यशनात् साधो विषमश्चित्त निग्रहः ॥

અર્થ —દર્ભની અણીથી એક એક ટીપુ લઇ સમુદ્રને ઉલેચવાનુ જે પ્રકારે થાય તે પ્રકારે ખેદ પામ્યા વગર ધીરજથી મનનો નિગ્રહ થઇ શકે છે

સમુદ્રપાનથી મેરૂપર્વતને ઉખેડી નાખવાથી અને અગ્નિને ખાવાથી પણ ચિત્તનો નિગ્રહ હે સાધો કઠણ છે

આવા મનનો નિગ્રહ કેમ કરવો તેમાટે નીચેના ઉપાયો દર્શાવાય છે

उपविश्यो पविश्यै व चित्तज्ञेन मुहुर्मुहुः ।
न शक्यते विनाजेतु विनायुक्ति मनिन्दितम् ॥
अंकुशेन विना मत्तो यथा दुष्ट मतगजः ।
अध्यात्म विद्याधिगमः साधुसगम एवच ॥
वासना सपरित्यागः प्राणस्पद निरोधनम्
एता स्ता युक्तयः पुष्टाः सन्ति चित्तजयेकिल ॥

વારવાર એ ઉપર લક્ષ કરી પ્રયત્ન કરતા પણ ચિત્તજ્ઞ કોઇ શદ્ધ યુક્તિવિના મનનો જય કરી શકતો નથી, દુષ્ટ હાથીને અકુશ વિના વશ કરાતો નથી અધ્યાત્મ વિદ્યાનુ જ્ઞાન, સાધુસગમ, વાસનાનો ત્યાગ પ્રાણગતિનો રોધ એવી અતિ પુષ્ટિ કરી યુક્તિઓ ચિત્તજય માટે પ્રસિદ્ધ છે.

યોગવાસિષ્ઠ

શ્રી ગીતાજીમા પણ ઉપાય બતાવ્યો છે કે.—

असशय महाबाहो मनोदुर्निग्रह चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्यणच गृह्यते ॥

હે મહાબાહો, મનનો નિગ્રહ મુશ્કેલ છે કેમકે તે ચંચળ છે તેમા કઇ સંશય નથી છતાપણ અભ્યાસ અને વૈરાગ્યથી તેનો નિગ્રહ સાધી શકાય છે

ત્યાજ એક યુક્તિ બતાવાઇ છે કે —

यतो यतो निश्चरति मनश्चचल मस्थिरम्
ततस्ततो नियम्यैत दात्मन्येव वशंनयेत् ॥
शनैः शनैः रुपरमेद् बुद्धया धृति गृही तया
आत्म सस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥

ચ ચળ અને અસ્થિર મન જે જે નિમિત્તને લઇને બહાર ભટકવામા કે તે તે નિમિત્તને વિરાગ ભાવનાથી દૂર કરી મનને આત્મવશ કરવુ ધીરજ યુકત બુદ્ધિવડે ધીમે ધીમે ઉપરામ પામવો મનને આત્મામાજ સ્થિર કરવુ અને કઇપણુ ચિ તન કરવુ નહિ

આમ ધીમે ધીમે ઇચ્છાપૂર્વક પ્રયત્ન થાય તો ક્રમે ક્રમે મન પોતાનો ચ ચળ સ્વભાવ મુકી સમતામા સ્થિતિ કરી રહે છે

મનમા મુખ્યપણે બે શક્તિઓ છે એક કલ્પનાશકિત અને બીજી તર્કશકિત કલ્પનાશક્તિથી મનમા અનેક વિચારો તર ગો કલ્પનાઓ ઉઠે છે અને શમે છે આથી મન ચ ચળ અને વેગવાન બને છે અને કઇપણુ વ્યવસ્થા રહેતી નથી ઇન્દ્રિયોપર કાબુ રહેતો નથી તર્કશક્તિ તત્ત્વનો બરાબર વિચાર કરી મનના વિચારોને ગોઠવી નિયમમા રાખે છે વસ્તુનું યથાર્થ જ્ઞાન આ તર્કશક્તિ કે જેમા સ્મરણુશક્તિ, ધારણુશક્તિ, પ્રથક્કરણુશક્તિ, એકીકરણુશક્તિ વગેરે શક્તિઓનો સમાવેશ છે તેવડે થઇ શકે છે આ શક્તિઓને અભ્યાસ અને વૈરાગ્ય ભાવનાથી નિયમમા રાખવી જોઇએ મન અસ્થિર હોય તો ધર્મક્રિયા વિફળ છે કર્યા છતા ન કરવા બરાબર છે એમ પણુ કહેવામા આવે છે

अस्थिरे हृदये चित्रा वाङ्नेत्राकार गोपना ।
पुंश्चल्या इव कल्याणकारिणी न प्रकीर्तिता ॥

મન અસ્થિર હોય ત્યાસુધી વચન નેત્ર અને આકારોનું ગોપન ગમે તેટલુ કરવામા આવે પણ તે પરપુરૂષમા આસક્ત સ્રીનો વચન નેત્ર અને આકાર ગોપનની પેઠે નિષ્ફળ સમજવું–કલ્યાણકારી ન સમજવુ.

આવી રીતે મનઃશુદ્ધિ અને મનોનિગ્રહ ઉપર અનેક અનુભવસિધ્ધ વાકયો છે કે જેના ઉતારા કરવાનુ આ સ્થળ નથી, તોપણ સાધ કે ઉંડા ઉતરી એ સર્વનો વિચાર કરવો અને પોતાને અનુકૂળ પડતી કોઇ યુક્તિનો આધાર લઇ મનનો જય કરવા પ્રયત્નશીળ રહેવુ.

સામાયક અને પ્રતિક્રમણ મોક્ષ દૃષ્ટિએ કેટલી બધી ઉપયોગી અને જરૂરની ક્રિયઓ છે તે વિષે વિસ્તારથી લખતા એક જુદો ગ્રથ થાય આ બે વ્રત કેવળ મોક્ષ મેળવવા માટેજ જરૂરના છે અને તેથી સસાર વહેવારમા તેનો કઇ ઉપયોગ નથી ફળ નથી એમ સમજવુ નહિ ઉચ્ચ પ્રકારના નીતિના સૂત્રો એ ક્રિયાઓમા ઉપદેશાયા છે. આત્મવિશુદ્ધિ કર્મના આવરણોની તનુતા, અધ્યાત્મબળની વૃદ્ધિ મોક્ષ માટે જોઇતી યોગ્યતા મનની સ્થિરતા, સમતા, સંયમ, આત્મશાન્તિ ઇત્યાદિ અનેક લાભ મોક્ષદૃષ્ટિએ થાય છે તેમજ વહેવાર દૃષ્ટિએ પણ એથી અનેક લાભો થાય તેમ છે. સમતા-સયમ-શુભ ભાવનાએ સામાયકના મુખ્ય લક્ષણ છે. હવે જેના મનની વૃત્તિઓ સ્થિર અને શાન્ત હોય છે તથા જેની

ઇન્દ્રિયો કુમાર્ગે જતી નથી તે વ્યવહારમા સર્વત્ર વિજયી નીવડે છે કોઇપણુ કામ સ્થિર વૃત્તિથી ને કામમા પરોવાયા વિના સિદ્ધ થતુ નથી એ સર્વના અનુભવની વાત છે સ્થિર અને દૃઢ મનવાળા મહાપુરૂષો સસારમા અનેક પ્રકારના મહાન્ કાર્યો કરી શકે છે જે જે મહાન્ કાર્યો થયા છે તે સ્થિર અને દૃઢ મનથી પ્રૌઢ ઇચ્છા શક્તિથી એક નિશ્ચયથી સતત મડયા રહેવાથી થયા હોય છે જે સર્વ પ્રાણી ઉપર સમદૃષ્ટિ રાખે છે પક્ષાપક્ષીમા પડતો નથી તેના સર્વે પ્રાણીઓ મિત્ર થઇ રહે છે અને તેને વખત ઉપર મદદ કરે છે સમભાવના વગર એક બીજાને મદદ આપવાની લાગણી ઉત્પન્ન થતી નથી અને એક બીજાને મદદ આપ્યા વગર વ્યવહારનુ કોઇ મોટું કામ થતુ નથી મોટા કારખાનાઓ, સ્કૂલો, દવાખનાઓ, ધર્માદાખાતાઓ અને એવા બીજા લોકોપયોગી કામો સમભાવના અને અન્યોન્યાશ્રયથીજ થાય છે એ વાત પ્રત્યક્ષ પ્રમાણુથી સિદ્ધ છે आत्मवत् सर्व એમ જેના મનમા દૃઢાઇ ગયુ તેનો વ્યવહાર કેવો સરળ સુખમય બની રહે છે! અદેખાઇ વૈર, વિરોધ, ગર્વ, ડોળ, અસતોષ, અસત્ય આચાર, કપટ, વિશ્વાસઘાત કુસપ ઇત્યાદિ અનિષ્ટ અશો મનની નબળાઇથી અને મનનું સમતોલપણું ખોઇ બેસવાથી વધે છે સમતાવાળા સત્પુરૂષોની રહેણી કહેણી ઉત્તમ પ્રકારની બને છે તેનો વ્યવહાર સત્ય પ્રામાણિક અને નીતિમય રહે છે તે પોતે શાન્ત અને સમાધાનકારક જીવન ગાળે છે પ્રાપચિક સમૃદ્ધિથી કે સુખથી તેનુ મસ્તક ભમી જતુ નથી તે મન ક્ષોભથી વિમુક્ત રહી શકે છે સ્થિતિમાત્રમા અમુક અવિકારીતા જાળવી શકે છે વિશોક, વિગ્રહ, આલસ્ય, ભય,

વ્યગ્રતા, વિષાદ આદિ વિનાશક વૃત્તિઓ તેને દુઃખી કરી શકતી નથી તેની સમતામા ભગ પાડી શકતી નથી સર્વ સ્થળે સર્વ કાળે અને મર્વ સ્થિતિમા તેનો આનદ અભગ રહે છે અને તેના વિચાર પ્રસન્ન અને શાન્ત રહે છે શાન્ત અતઃકરણ, પ્રામાણિક વિચારો, નીતિમય ચારિત્ર આકસ્મિક પરિવર્તોમા ઉદાસીનતા-એ સર્વ આ ધાર્મિક ક્રિયાઓ યથાવિધિ કરનારને સહજ આવી મળે છે. સમતા સયમ મનોનિગ્રહ-શુભ ભાવનાથી જેમ અનેક લાભો મળે છે તેમજ દોષોનો પરિત્યાગ, પચ્ચખાણ, મહાપુરૂષોનુ સ્મરણ તેમના ગુણોનુ સસ્તવન પોતાના દોષોનુ સમાલોચન, થએલા અપરાધોની માફી વગેરે જે પ્રતિક્રમણના અગો છે, અહિસા વગેરે જે અણુવ્રત મહાવ્રત શિક્ષાવ્રત છે તે સર્વથી ઉચ્ચ ગુણોની પ્રાપ્તિ થાય અને સુખમય જીવન ગાળી શકાય એ વાત હવે સમજાવવાની જરૂર રહી નથી લોકોપકાર પણ આવા પુરૂષો કરી શકે છે.

આત્મહિતના ઇચ્છાવાળાએ આ બધી વાતોનો વિચાર કરી આ પવિત્ર ધર્મક્રિયાઓ શ્રદ્ધા ભક્તિથી નિત્ય નિરતર આદરપૂર્વક કરવી जाहे स्वाणन्ताहे सामाइयं करह જ્યારે વખત મળે ત્યારે સામાયિક ક્રિયા કરવી એમ શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે છતા આજકાલ માણસો એટલા બધા ધર્મવિમુખ અને શાસ્ત્ર વિમુખ બનતા ગયા છે કે ધર્મને એક ખુણે પણ સભારતા નથી અને સસારની ખોટી વાસનાઓને પરિતૃપ્ત કરવા માટે રાતદીવસ રચ્યાપચ્યા રહે છે હૃદયની ઝખના જે આત્મસુખ માટે છે તેનુ ખરૂ સ્વરૂપ સમજતા નથી અને વિષયસુખથી તેને તૃપ્ત કરવા મથે છે આમ જગત્ અવળે માર્ગે ચડી ગયુ છે જેથી અભાવક્ષોભ

દુ ખ અતૃપ્તિ, અસ તોષ વધતા જાય છે અને દુ ખ તથા કલેશમા વધારો થતો જાય છે આત્મસુખ માટેની હૃદયની ખરી તૃષાની શાન્તિનો માર્ગ તો શાસ્ત્રો બતાવી રહ્યા છે પણ મોહના પ્રભાવથી તે તરફ થોડાનુંજ લક્ષ જાય છે. સ સારી પદાર્થોની અનિત્યતા સ સારી સુખોની ક્ષણિકતા દુ ખ પરિણામિતા ઇત્યાદિનો વિચાર કરી તેની વાસનાઓ અટકાવી માણસે સત્યધર્મને માર્ગે ચડવાની જરૂર છે કે જે માર્ગે જવાથી તેનુ ઐહિક આમુષ્મિક કલ્યાણ છે એવનો માર્ગ દર્શાવવાનો સ્વલ્પ પ્રયત્ન અહિ કરવામા આવ્યો છે આશા છે કે જે વર્ગને માટે આ પ્રયાસનો વિસ્તાર કર્યો છે તેમને આમાથી કઇક માર્ગ સૂચન મળી ધર્મકરણી કરવામા શ્રદ્ધા ઉત્પન્ન થઇ તેઓએ માર્ગે ચડશે

## ઉપસ હાર-જૈનધર્મના ઉપદેશનુ ટુકુ દિગ્દર્શન

હવે શબ્દોની અને બહુ વાતોની ભુલભુલામણીમા ન પડતા આપણે આપણા ધર્મના મુખ્ય મુખ્ય ઉપદેશોનુ સ્વરૂપ સમજીએ.

### ૧ રત્નત્રયી -જ્ઞાન દર્શન અને ચારિત્ર એને ત્રણ રત્ન કહ્યાં છે

ચારિત્ર જ્ઞાનથકી ઘડાય છે અને એ જ્ઞાનશાસ્ત્રો જોવાથી મળે છે આમ જાણવુ સમજવુ અને તે પ્રમાણે વર્તવુ. એ ત્રણેનો યોગ બરાબર થાય તો જીવ પરમ કલ્યાણને પામે એમા નવાઇ નથી

### ચારિત્રમા પાંચ વ્રત અથવા નિયમ પાળવાનાછે તે આ પ્રમાણે -

૧ અહિ સા વ્રત—ન્હાના મોટા સ્થાવર જ ગમ કોઇપણ જીવની મન વાણી કે કાયાએ કરી કદીપણ હિ સા કરવી નહિ, કરાવવી નહિ, કોઇ કરતુ હોય તેમા અનુમોદન આપવુ નહિ

૨ સત્યવ્રત—મન વાણી કે કાયાએ કરી ક્રોધથી લોભથી કે મશ્કરીમા જુઠુ બોલવુ નહિ, બોલાવવું નહિ, એમા અનુમોદન આપવુ નહિ

૩ અસ્તેયવ્રત—અદત્તાદાન-(વગર આપ્યુ લેવુ) નહિ મન વચન કે કાયાએ કરી, ન્હાનુ મોટુ વધારે ઓછુ કશું પણ, કોઇનુ વગર આપ્યુ લેવું નહિ, લેવરાવવુ નહિ લેવામા અનુમોદન આપવુ નહિ

૪ બ્રહ્મચર્યવ્રત—બ્રહ્મચર્ય પાળવુ મન વાણી કાયાએ કરી, કોઇપણ તરેહથી બ્રહ્મચર્ય તોડવુ નહિ, તોડાવવું નહિ, તોડવામા અનુમોદન આપવુ નહિ

૫ અપરિગ્રહવ્રત—પરિગ્રહ ન કરવો-અર્થાત્ પોતાની આસપાસ વસ્તુઓ રાખવી નહિ રખાવવી નહિ, રાખવામા અનુમોદન આપવુ નહિ વસ્તુઓ રાખવી નહિ એટલે કે ગૃહસ્થે જેમ બને તેમ ઓછી રાખવી અને ઓછો કરતા જવુ અને છેવટે સાધુ થઇને છોડી દેવી.

આ વ્રતો ઉપરાત મન અને ઇન્દ્રિયોને ધર્મને માર્ગે ચઢાવવા માટે 'આવશ્યક'-જરૂરની-ગણેલી ક્રિયાઓમા પ્રભુની સ્તુતિ અને વન્દના ઉપરાત (૧) સામાયિક અને (૨) પ્રતિક્રમણ છે

(૧) સામાયિક —એટલે મનની સમતા મેળવવી સુખદુખમા મન ડામાડોળ થવા ન દેતા એને સમતામા રાખવુ રાગદ્વેષ થવા ન દેવા અને પ્રાણીમાત્ર ઉપર સરખો ભાવ રાખવો. સામયિકનુ

ગૂઢ રહસ્ય આત્મસ્વરૂપે સ્થિત રહેવુ તે છે સર્વત્ર આત્મદર્શન પામો આત્મનિષ્ઠ વૃત્તિઓ રાખવી સ્વસ્વરૂપથી ભ્રષ્ટ ન થવું.

(૨) પ્રતિક્રમણ એટલે અશુભ યાને પાપમાથી પાછા ફરી શુભ તરફ ચાલવુ' જાણ્યે અજાણ્યે કોઇપણ પાપ થયા વિના રહેતા નથો માણસ સવાર સાઝ પોતાના પાપનો વિચાર કરી થઇ ગયુ તે માટે મનમા પસ્તાવો લાવી, ભવિષ્યમા તેમ ન કરવાનો નિશ્ચય કરે તો તેનુ જીવન ઘણુ સુધરે

બન્ધ મોક્ષ —કર્મરૂપી બન્ધમાથી મોક્ષ મેળવવા માટે સવર કરવો અર્થાત્ આશ્રવને વારવો અને નિર્જરા કરવી એમ ઉપદેશ છે ત્યા સવર-આશ્રવને વારે-અટકાવે તે સવર, અથવા તો આશ્રવ એટલે વહેણનુ દ્વાર બધ કરે તે એવો સંવગનો અર્થ છે આશ્રવ એટલે આ સસારના વિષયો ઇન્દ્રિયો વગેરેમા થઇને આત્મામા પેસે છે અને આત્માને બગાડે છે ક્રોધ અભિમાન વગેરે દુષ્ટવૃત્તિઓથી લદબદ થએલા આત્માને આ સંસારના કર્મો વળગી પડે છે આ દુષ્ટવૃત્તિઓને કષાય કહે છે કષાય એટલે મેલ. કષાય ચાર છે, ક્રોધ, અભિમાન, માયા-(છળકપટ) અને લોભ

મોક્ષ મેળવવા માટે આશ્રવને અટકાવવો સવર કરવો એટલુંજ બસ નથી નવા કર્મને માટે એ બરાબર છે. પણ જુના કર્મ ખપાવી નાખવા માટે-સવર ઉપરાત 'નિર્જરા'ની જરૂર છે. નિર્જરા એટલે ઉત્પન્ન થએલા કર્મનું તપ-ઉપવાસાદિક સાધનવડે નિર્જરણ કરવુ જરાવી નાખવું-ઘસાવી નાખવું નાશ પામે એમ કરવુ આમ કરવાથી છેવટ સસારરૂપી બધ ટળી મોક્ષ મળે છે.

આશ્રવ, સવર, કષાય, નિર્જરા, એના ટુકમા અર્થ અને ઉપયોગ એ પ્રમાણે થાય છે આ નિયમ પ્રમાણે વ્રત ક્રિયા વગેરે થાય તો હૃદયની ઝંખના જે નિત્ય સત્ય સુખ માટે છે મળે છે અને કલેશ માત્ર ટળે છે

જ્યાસુધી શરીર નીરોગી છે ઇન્દ્રિયોની શક્તિ બરાબર છે ત્યાસુધીમા શાસ્ત્રના ઉપદેશ અનુસાર વર્તી આત્મહિત સાધતે રહેવું જોઇએ સામાયિક અને પ્રતિક્રમણ એ બે ક્રિયા બહુ જરૂરની છે તે આળસ પ્રમાદ તજીને વિધિપૂર્વક કરવી જોઇએ સસારના રગડામા ચોવિસે કલાક પડયા રહેવાથી ખરૂ આત્મહિત સધાતું નથી. થોડો પણ વખત ધર્મકરણી કરવા માટે જરૂર કાઢવો કેમકે समीलने नयनयोर्नहि किंचिदास्त જ્યારે આખ મીચાશે, મૃત્યુ ઘેરી લેશે ત્યારે અહિનુ ધન–અહિનો વૈભવ–દોરદમામ–સ્ત્રીપુત્રાદિ સબધીઓ કઇપણ કામ નહિ આવે કેવળ જે કઇ ધર્મકરણી કરી હશે તેજ કામ આવશે અને તેજ દેવગતિસુધી લઇ જઇ મોક્ષે પોચાડશે

આ વિચારનો પ્રવાહ અહિ અટકે છે દૃષ્ટિ બિદુના ભેદથી કે અજ્ઞાનથી વા પ્રમાદથી વિચાર દોષ રહી ગયા હોય તો તે માટે ઉદાર ભાવ રાખી યોગ્ય સૂચના થશે તો તેનો સપ્રેમ સ્વીકાર થશે.

વિજ્ઞાનભિક્ષુ,
(કચ્છ)



॥ श्री सर्वज्ञायनमः ॥

# सामायिक सूत्र.*

पाठ १ लो.

## નવકાર (નમસ્કાર).

(સર્વ કાર્યમા આદિ ઉચ્ચાર કરવા યોગ્ય તથા માગલિકરૂપ જાણીને પ્રથમ કહેવાનો)

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાણં નમો લોએ સવ્વ સાહૂણં ॥ ૧ ॥

---

* સમ+ આય+ ઇક=સમતા ભાવમા પ્રવેશ કરવો તે અથવા સમ્યગ્દર્શન, જ્ઞાન, અને ચારિત્ર એ ત્રણેનો આય કહેતા લાભ જેમા છે તે

## पाठ २ जो

## तिक्खुत्तो अथवा वंदना+

(ત્રણ પ્રકારની વંદના માંહેની જઘન્ય વંદના)

તિખુત્તો આયાહીણં, પયાહીણં, વંદામિ, નમંસામિ, સક્કારેમિ, સમ્માણેમિ, કલ્લાણં, મંગલં, દેવયં, ચેઇયં, પજ્જુવાસામિ ॥ ૨ ॥

## पाठ ३ जो

## इरियावही.

(પંથાદિક વિષે પાપ લાગેલ હોય તેનું નિવર્તન કરવા વિષે)

ઇચ્છામિ પડિક્કમિઉં, ઇરિયા વહિયાએ, વિરાહણાએ, ગમણા ગમણે, પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે,

+ વંદના ત્રણ પ્રકારની છે જઘન્ય (કનિષ્ટ) મધ્યમ અને ઉત્કૃષ્ટ આ પાઠ ભણી સાધુજીને કરવી તે 'જઘન્ય વંદના' વ્રત ધારણ કરતી વખતે નમોત્થુણનો પાઠ ભણી કરવી તે 'મધ્યમ વંદના' અને પાપ-અતિચારાદિનું નિવર્તન કરતી વખતે ઇચ્છામિ ખમાસમણાનો પાઠ ભણી કરવી તે 'ઉત્કૃષ્ટ વંદના'.

ઓસાઉત્તિંગ, પણગદગ મટ્ટિમક્કડા, સંતાણા સંકમણે, જે મેજીવા, વિરાહિયા, એ ગિંદિયા, બે ઇંદિયા, તે ઇંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા, અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિઆ, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણા ઓઠાણં, સંકામિયા, જીવિયાઓ, વવરોવિયા, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૩ ॥

---

પાઠ ૪ થો.

## તસ્સઉત્તરી

(વધારે પ્રાયશ્ચિત આલોવવાને કાઉસ્સગ્ગ કરતા તેમા આગાર જણાવવા વિષે)

તસ્સ ઉત્તરી, કરણેણં પાયચ્છિત્ત કરણેણં, વિસોહિ કરણેણં, વિસલ્લી કરણેણં, પાવાણં કમ્માણં, નિગ્ઘાયણઠ્ઠાએ ઠામિ કાઉસ્સગ્ગં, અન્નત્થ ઉસ્સસીએણં, નીસસીએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણં, ઉડુએણં, વાયનિસગ્ગેણં, ભમલિએ પિત્ત-મુચ્છાએ, સુહુમેહિં અંગ સંચાલેહિં, સુહુમેહિં ખેલ સંચાલેહિં દિઠ્ઠિ સંચાલેહિં, એવમાઇ એહિં, આગારેહિં, અભગ્ગો, અવિરાહિઓ, હુજ્જ મે કાઉસ્સગ્ગો, જાવ અરિહંતાણં, ભગવંતાણં, નમો

ક્ષારેણ, નપારેમિ, તાવકાયં, ઠાણેણં મોણેણં, ઝાણેણં, અપ્પાણં વોસિરામિ ॥ ૪ ॥

---

☞ અહિં ઇરિયા વહીના પાઠનો તથા એક નમોક્કારનો કાઉ-સગ્ગ કરી છેવટ "નમો અરિહંતાણં" શબ્દ કહીને કાઉસગ્ગ પારવો.

---

પાઠ ૬ મો.

## લોગસ્સ અથવા ચઉવીસથા.

(ચોવીશ તીર્થંકર દેવની સ્તુતિ)

લોગસ્સ ઉજ્જોયગરે, ધમ્મતિત્થયરે જિણે, અરિહંતે કિત્તઈસ્સં, ચઉવીસંપિ કેવલી ॥ ૧ ॥ * ઉસભમજિય ચ વંદે, સંભવમભિણંદણં ચ સુમઇં ચ, પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે ॥ ૨ ॥ સુવિહિંચ પુપ્ફ-દંતં, સીયલ સિજ્જંસ વાસુપુજ્જં ચ, વિમલમણં તંચજિણં, ધમ્મં સંતિં ચ વંદામિ ॥ ૩ ॥ કુંથું અરંચ મલ્લિં, વંદે મુણિ સુવ્વયં નમિ જિણં ચ, વંદામિ રિટ્ઠ નેમિં, પાસં તહ વધ્ધમાણં ચ, ॥ ૪ ॥ એવં મએ અભિથુયા, વિહુય રયમલા પહીણ જરમરણા, ચઉ વીસંપિ જિણવરા, તિત્થયરામે પસી યંતુ ॥ ૫ ॥ કિત્તિય વંદિય મહિયા,

---

* પહેલી ગાથા અનુષ્ટુપમાં અને બાકીની આર્યાછંદમાં.

જે એ લોગસ્સ ઉત્તમાસિધ્ધા, આ રૂગ્ગ બોહિલાભં, સમાહિવર મુત્તમ દિંતુ ॥ ૬ ॥ ચંદેસુ નિમ્મલયરા, આઇ ચ્ચેસુ અહિય પયા સયરા, સાગર વર ગંભિરા, સિધ્ધા સિધ્ધ મમ દિસંતુ ॥ ૭ ॥

---

પાઠ ૯ મો

## સામાયિક આદરવાની વિધિ.

(નવા આવતા સર્વ પાપ રોકવા વિષે)

ઉભા થઇ ગુરૂ આદિને વિધિસહ વંદન કરી સામાયિકની આજ્ઞા માગવી, પછી આ પાઠ બોલવો

દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાના પચ્ચખાણ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે. કાલ થકી એક કલાક સુધી, તે ઉપરાત ત્રણ નમોક્કાર ગણી ન પારૂં ત્યાસુધી ભાવ થકી*

---

* ૭ કોટી સંપ્રદાયવાળાએ '૭ કોટીએ પચ્ચખ્ખાણ" એમ કહેવું કોટીની સમજણ આ પ્રમાણે છે—મન, વચન, અને કાયા એ ત્રણ યોગે પાપ કરવું નહિ, અને એ ત્રણ યોગે બીજા પાસે કરાવવું નહિ, એ '૭ કોટી જાણવી અને તેમાં વચન અને કાયાએ કરી બીજા એ કરેલાને રૂડું જાણવું નહિ એ બે કોટી ઉમેરતા આઠ કોટીએ પચ્ચખ્ખાણ થાય ૭ કોટીવાળા "કરંતં નાણું જાણામિ વયસા, કાયસા,' એટલા શબ્દો બોલતા નથી

આઠ કોટીએ પચ્ચખાણ, કરેમિ ભતે સામાઇય', સાવજ્જ' જોગ' પચ્ચખ્ખામિ, જાવ નિયમ પજ્જુવા સામ, દુવિહ, તિવિહેણ, ન કરેમિ, ન કારવેમિ, મણસા, વયસા, કાયસા, કરત નાણુ જાણામો, વયસા, કાયસા, તસ્સ ભ'તે પડિક્કમામિ, નિ દામિ, ગરિહામિ, અપ્પાણ વોસિરામિ ॥ ૬ ॥

## પાઠ ૭ મો



## નમોત્થુણં* ( શક્રસ્તવ ).

(આત્માને શુદ્ધ ગુણ ધારણ કરવાને જે સર્વોત્તમ પદ પામેલા છે તેમના ગુણ જણાવવા તથા બીજી 'મ'ગમ વદના' કરવા વિધિ).

☞ જમણુ' ઢી'ચણ ધરતીએ થાપી ડાબુ' ઢીચણ' ઉભુ રાખી બે હાથ જોડી મસ્તકે અ'જલી અડાડી નમો થ્થુણ કહેવુ ॥ આ પહેલુ' નમો થ્થુણ' શ્રી સિધ્ધ ભગવ'તજીને કરવાનુ' છે

* દરેક વ્રતમા નમોથ્થુણ કહેવાના છે પહેલુ નમોથ્થુણ સિદ્ધપદ પામેલા અરિહ તને કહેવુ', 'નમોથ્થુણ' અરિહ તાણ' ભગવ તાણ "થી "ઠાણ સ પતાણ" સુધી કહેવુ બાજુ નમો'થ્થુણ' વિધમાન અરિહ'તને કહેવુ "નમોથ્થુણ" અરિહ તાણ થી "નામધેય ' સુધી કહી પછી "ઠાણ'સ પાવિઓ મમાણ નમો જિણાણ" કહેવુ'

નમો થ્થુણં, અરિહ તાણુ, ભગવ તાણુ, આઈ ગરાણં, તિથ્થયરાણં, સય સ બુદ્ધાણુ, પુરિસોત્તમાણં, પુરિસસીહાણુ, પુરિસવર પુ ડરિયાણુ, પુરિસવર ગ ધ હથ્થીણુ, લોગુત્તમાણુ, લોગ નાહાણુ, લોગ હિયાણં, લોગ પઇવાણુ, લોગ પજ્જોયગરાણં, અભયદયાણં, ચખ્ખુદયાણુ, મગ્ગદયાણુ, સરણદયાણુ, જીવદયાણુ, બોહિદયાણુ ધમ્મદયાણુ, ધમ્મદેસિયાણં, ધમ્મનાયગાણુ, ધમ્મસારહીણં, ધમ્મવર ચાઉરત ચક્કવટીણુ, દીવો, તાણુ, સરણ ગઈ, પઇઠા, અપડિહયવરનાણં દસણ ધરાણં, વિયટ્ટ છઊમાણુ, જિણાણુ, જાવયાણુ, તિન્નાણં, તારયાણુ બુદ્ધાણું, બોહિયાણં મુત્તાણુ, મોટા ગાણુ, સવ્વન્નૂણુ, સવ્વદરિસીણં, સિવ મયલ, મરૂય, મણુ ત, મખ્ખય, મવ્વાબાહ, મપુણ રાવત્તિ, સિધ્ધિ ગઇ નામ ધેય, ઠાણુ સ પત્તાણુ, નમોજિણાણુ જિયભયાણુ ।।૭।।



ત્રીજું નમોથ્થુણ–માહારા ધર્મગુરૂ ધર્માચાર્ય, ધર્મોપદેશક, સમ્યકૃત્વ રૂપી બોધિ બીજના દાતાર, જીન શાસનના શણગાર એહવી અનેક શુભોપમાએ બિરાજમાન પુજયજી સાહેબજી શ્રી ૧૦૮ * શ્રી સ્વામીજીઆદિ સાધુ સાધવીજી વીતરાગની આજ્ઞા પ્રમાણે બીરાજે છે તેમને કરૂ છુ તે સ્વામિનાથ કેવા છે? પાચ મહાવ્રતના પાલણહાર છે પાચ ઈંદ્રિય વશ્ય કરી છે, પાચ સમિતિએ સમિતા,

* આ જગોએ પોતાના ધર્માચાર્યનુ નામ બોલવુ

ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છ કાયના પીયર, છ કાયના નાથ, સાત ભયના ટાલણહાર, આઠ મદના ગાલણહાર, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલક, દશવિધ યતિધર્મના આરાધક, બારભિખુની પડિમાના જાણ, બારે ભેદે તપસ્યાના કરણહાર, સતરે ભેદે સંયમના ધરણહાર અઢાર ભેદે અબ્રહ્મચર્યના વરજણહાર, વીસ અસમાધિ દોષના ટાલણહાર, એકવીશ સબલા દોષના ટાલણહાર, બાવીશ પરિષહના જીતણહાર. સતાવીશ સાધુજીના ગુણે કરી સહિત એ આદિ લઇને અનેક ગુણો એ કરી સહીત છે

---

## पाठ ८ मो

---

## सामायिक पारवानी विधि.

---

(સામાયિક વ્રતમા લાગેલ દૂષણથી શુધ થવા વિષે)

સામાયિકનો વખત પૂરો થએ આ પાઠ કહેવાનો છે.

---

એવા નવમા સામાયિક વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તં જહા તે આલોવુ છુ-મણદુપ્પણિહાણે, વયદુપ્પણિહાણે, કાયદુપ્પણિહાણે, સામાઇયસ્સ સઇઅકરણયાએ, સામાઇયસ્સ અણવઠિયસ્સ કરણયાએ તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૧ ॥

સામાયિક સમકાએણં, * ફાસિયં, પાલિયં, તિરિયં, કિટિયં, સોહિયં, આરાહિયં, આણાએ અણુપાલિયં, ન ભવઇ તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૨ ॥

---

સામાયિકમાં દસ મનના, દસ વચનના, બાર કાયાના, એ+ બત્રીશ દોષ માહેનો જે કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૩ ॥

---

* આ શબ્દથી માંડીને 'આરાહિયં' શબ્દ સુધીમાં દરેક શબ્દની પૂર્વે 'ન' અક્ષર ઉમેરીને બોલવાનો રીવાજ કેટલેક ઠેકાણે છે પરંતુ "નભવઇ" શબ્દનો અર્થ તથા પૂર્વાપરનો સબંધ વિચારતા તેમ કરવા જરૂર જણાતી નથી

+ મનના દોષ—વિવેક રહિત કરે, યશ કીર્તિ ઇચ્છે, ધનનો લાભ ઇચ્છે, ગર્વથી કરે, ભયથી કરે, પુત્ર-ધનાદિનું નિયાણું કરે, સામાયિકના ફલનો સંદેહ રાખે, રોષથી કરે, વિનય રહિ કરે, માનથી કરે; વચનના દોષ—કુવચન બોલે, વગર વિચાર્યું બોલે, કોઇના ઉપર તહોમત મુકે, સૂત્રોની અપેક્ષા વગર બોલે, પાઠ સંક્ષેપમાં બોલે, કલેશ કરે, વિકથા કરે, મશ્કરી કરે, પાઠ અશુધ્ધ બોલે, અતિ ઉતાવલથી પાઠ બોલે, (અવ્રતીને જવા આવવાની આજ્ઞા આપે) કાયાના દોષ—પલાઠી બાંધે, તથા પગ ઉપર પગ ચઢાવે, આસન વારવાર ફેરવે, દ્રષ્ટિ ચપલ કરે, સાંસારિક કાર્ય કરે, ભીંતાદિકે ઓઠીંગીને બેસે, અંગોપાંગ અતિ સંકોચે, આલસ મરડે; ટચકા વગાડે; શરીરનો મેલ ઉખાડે, વિમાસણ કરે, નિદ્રા કરે પગ ચંપી કરાવે

સામાયિકમા સ્ત્રીકથા, ભતકથા, દેશકથા, રાજકથા, એ ચાર કથા માહેની કોઇ કથા કરી હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ॥ ૪ ॥

---

સામાયિકમા આહાર સજ્ઞા, ભય સજ્ઞા, મૈથુન સજ્ઞા, પરિગ્રહ સજ્ઞા, એ ચાર સજ્ઞા માહેની કોઇ સજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ॥ ૫ ॥

---

સામાયિક, વિધિએ લીધુ, વિધિએ *પાર્યું, વિધિએ કરતા અવિધિ થઇ હોય તો, તસ્સમિચ્છામિ દુક્કડં ॥૬॥

---

સામાયિકમા, અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર+ એ ચાર માહેનો કોઇ દોષ, મન—વચન—અને કાયાએ કરી લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં ॥૭॥

---

સામાયિકમા, કાનો-માત્રા-મીંડી-અક્ષર--પદ--ઓછુ. અધિક, વિપરીત ભણાયુ હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૮ ॥

---

* પાર્યું=પાર મૂક્યુ, પૂર્ણ કર્યું

+ નીમેલી વસ્તુને ગ્રહણ કરવાની ઇચ્છા કરવી તે 'અતિક્રમ' તે વસ્તુને ગ્રહણ કરવાને ચાલવુ તે 'વ્યતિક્રમ', તે વસ્તુને ગ્રહણ કરવી તે 'અતિચાર', અને તે વસ્તુને ઉપયોગમા લેવી તે 'અનાચાર', मिथ्यामेदुष्कृतमिथ्या—નિષ્ફળ મે-મારૂ दुष्कृत-પાપ મારૂં પાપ નિષ્ફળ થાઓ.

## સામાયિક વ્રત અંગીકાર કરવાની વિધિ અને સૂચનાં

☞ પ્રથમ જમીનને પુંજી, કટાસણુ (પાથરણુ) પુંજીને પાથર્યાબાદ તેના પર પૂર્વે અથવા ઉત્તર દિશા તરફ મુખ કરીને બેસવું પછી મુહપત્તિ (મુખવસ્ત્રિકા) પડિલેહણ કરીને મુખે બાંધવી, ગુચ્છો અથવા રજોહરણ પડિલેહણ પાસે રાખવો અને લઘુનિતિ (લઘુશંકા)નુ ભાજન જોઇ રાખવુ કે જરૂર પડે ઉપયોગમા લેઇ શકાય પાચ હાથનુ શુદ્ધ કપડુ ઓઢવુ. પછી નીચેના અનુક્રમ મુજબ સામાયિક સૂત્રના પાઠ કહેવા.

(૧) નમોક્કારનો પાઠ કહેવો

(૨) તિખ્ખુત્તાનો પાઠ કહેવો

(૩) ઇરિયાવહીનો પાઠ કહેવો.

(૪) તસ્સઉત્તરીનો પાઠ કહેવો

☞ આ પછી ઇરિયાવહી તથા નમોક્કાર મંત્રનો કાઉસગ્ગ (કાયોત્સર્ગ) મૌનપણે સ્થિર રહીને કરવો અને તે પૂર્ણ થયે નમો અરિહંતાણં શબ્દ કહી પારવો

(૫) લોગસ્સનો પાઠ કહેવો

પછી ઉભા થઇ આસનથી નીચા ઉતરી ગુરૂઆદિને તિખ્ખુત્તાનો પાઠ ત્રણ વાર ભણી સવિધિ વંદન કરી સામાયિકની આજ્ઞા માગવી

(૬) સામાયિક આદરવાનો પાઠ કહેવો.

(૭) નમોથ્થુણુ્ંનો પાઠ ત્રણ કહેવા.

સામાયિક અંગીકાર કરવાની વિધિ એટલેથી પૂર્ણ થાય છે. પછી બેઘડી સુધી ધર્મધ્યાન કરવુ અથવા ધર્મના પુસ્તકો વાચવા

(૮) બેઘડી પૂર્ણ થએ 'સામાયિક, પારવાના પાઠ કહેવા.

દ્રવ્ય થકી કહેવી નહી બાકિના પાઠ ઉપર પ્રમાણે ક્રમવાર કહેવા બાદ નમો થુણું ત્રણ વખત કહી ત્રણવાર નમોક્કારનો પાઠ કહેવો એટલે સામાયિક વ્રત પૂર્ણ થયું.



શ્રી સામાયિક સૂત્ર સમાપ્ત.



श्री वीतरागाय नमः

# प्रतिक्रमण सूत्र.*

—— ० ——

## आवश्यक १ लो

—— ० ——

### सामायिक पाठ १ लो इच्छामिणभतेनो

☞ ઉભા થઈ ગુરૂઆદિને સવિનય વંદન કરી પહેલા આવશ્યકની આજ્ઞા માગવી, બાદ નીચે પ્રમાણે કહેવું

————

ઇચ્છામિણં ભંતે, તુબ્ભેહિં અભણુંનાય સમાણે, દેવસિ પડિક્કમણું ઠાએમિ, દેવસી જ્ઞાન દરશણ ચારિતે તપે+ અતિ ચાર ચિંતવનાર્થ કરેમિ કાઉસ્સગં

---

* પ્રતિ પાછુ, ક્રમણ=ચાલવુ, પાપથી પાછુ ચાલવુ અતિચાર આલોવવા તે પ્રતિક્રમણ પાંચ પ્રકારના છે દેવસિ, રાયસિ, પખ્ખિ, ચઉમાસિ અને સંવત્સરી.

+ દિવસે પ્રતિક્રમણ કરતા "દેવસિ, જ્ઞાન, દરસણ, ચરિત્ર" કહેવું (તપ શબ્દ કહેવો નહિ, કારણ કે તપ આદર્યા હોય તે પુરા થયા પછી રાત્રિએ પ્રતિક્રમણ કરતા કહેવાય) રાત્રિએ પ્રતિક્રમણ કરતા "રાયસિ, જ્ઞાન, દરશણ, ચારિત્ર', તપ," કહેવું.

*એમ આજ્ઞા માગીને પછી 'નમો અરિહંતાણુ થી તે 'સવ્વ સાહૂણું" સુધી પાચે પદ કહેવા, પછી 'કરેમિભંતે સામાઇય' થી તે 'જાવ અપ્પાણું વોસિરામિ' સુધી સઘળો પાઠ કહેવો પછી નીચે પ્રમાણે કહેવુ

---

પાઠ ૨ જો

---

## ઇચ્છામિ ઠામિ કાઉસગ્ગનો.

---

ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ, જોમે દેવસિઓ અઇયારો કાઓ, કાઇઓ, વાઇઓ, માણસિઓ ઉસ્સુત્તો, ઉમ્મગ્ગો, અકપ્પો, અકરણિજ્જો દુજ્ઝાઓ, દુવ્વિચિંતિઓ, અણાયારો, અણિચ્છિયવ્વો, અસાવગ પાઉગ્ગો, નાણે તહ દંસણે, ચરિત્તા ચરિત્તે, સુએ સામાઇએ, તિન્હ ગુત્તિણં, ચઉન્હં કસાયાણં, પચન્હ મણુવ્વયાણં, તિન્હ ગુણવ્વયાણં, ચઉન્હ સિખ્ખાવ્વયાણં, બારસવિહસ્સ સાવગ ધમ્મસ્સ, જં ખંડિય, જં વિરાહિય, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૨ ॥

અહીં "તસ્સ ઉત્તરી કરણેણં" નો પાઠ બોલવો, અને* નવાણું અતિચારનો કાઉસ્સગ્ગ કરવો, (ઇતિ પ્રથમ આવશ્યક સમાપ્ત ॥ ૧ ॥).

---

### आवश्यक २ जो.

### चउवीसंथो (लोगस्स).



ઉભા થઇ ગુર્વાદિકને વંદના કરી બીજા આવશ્યકની આજ્ઞા માગવી પછી "લોગસ્સ"નો પાઠ બોલવો.

ઇતિ બીજો ચઉવીસથો આવશ્યક સમાપ્ત

---

### आवश्यक ३ जो

પછી ઉભા થઇ ત્રીજા આવશ્યકની આજ્ઞા માગવી ને નીચેનો પાઠ બોલવો.

---

* નવાણું અતિચારની વિગત—જ્ઞાનના અતિચાર "જ વાઇધ" આદિ ૧૪, સમકિતના "શંકા" આદિ અતિચાર ૫, પહેલા છ વ્રતના દરેકના પાચ પાચ મલી ૩૦, સાતમા વ્રતના "સચિત્તાહારે' આદિ ૫ અને 'ઇંગાલ કમ્મે" આદિ ૧૫ કુલ ૨૦ આઠમા વ્રતથી માંડી બારમા વ્રત સુધિના દરેકના પાચ પાચ મલી ૨૫, સથારાના ૫ એમ કુલ મલી ૯૯ અતિચારને એક નમેકારનો કાઉસ્સગ્ગ કરવો

## पाठ ३ जो.

## इच्छामि खमासमणानो.*

(આ પાઠ ઉત્કૃષ્ટી વંદણાનો છે. ને તે ઉત્કૃષ્ટ આસને બેસીને બે વખત બોલાય છે)

ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં, જાવણિજ્જાએ નિસી-હિયાએ, અણુજાણહ, મે મિઉગ્ગહ, નિસીહિ, અહોકાય, કાય સફાસ, ખમણિજ્જો ભે કિલામો, અપ્પ કિલતાણ, બહુ સુભેણુ ભે, દિવસો વઇક્કતો જત્તાભે, જવણિજ્જં ચ ભે, ખામેમિ, ખમાસમણો, દિવસિયં, વઇક્કમ, આવાસિયાએ, પડિક્કમામિ, ખમાસમણાણ, દેવસિયાએ, આસાયણાએ, તિત્તીસન્નયરાયે, જ કિંચિમિચ્છાએ, મણદુક્કડાએ, વયદુ-

* બને ઢીંચણ ઉભા રાખી બે હાથ મસ્તકે લગાડી આ પાઠ ભણવો અને આ પાઠ જ્યા કહેવાનો હોય ત્યા બેવાર કહેવો, અને જે જગોએ "દિવસિ" શબ્દ આવેલો છે ત્યા રાત્રિનુ પ્રતિ-ક્રમણ કરતા 'રાયસિ' શબ્દ બોલવો અને સંવત્સરી પ્રતિક્રમણ "સવંચ્છરી" શબ્દ બોલવો પાક્ષી પ્રતિક્રમણ કરતા "પખ્ખી" શબ્દ બોલવો તેમજ ચાઉમાશીક પ્રતિક્રમણ કરતા "ચઉમાસિ" શબ્દ બોલવો'.

क्कडाए, कायदुक्कडाए, कोहाए, माणाए, मायाए, लोभाए, सव्वकालियाए, सव्वमिच्छोवयाराए, सव्वधम्माइक्कमणाए, आसायणाए, जो मे देवसिओ, अइ आरो कओ, तस्स खमास मणो पडिक्कमामि, निंदामि, गिरिहामि, अप्पाणं वोसिरामि ॥ ३ ॥

इति त्रीजो वंदना आवश्यक समाप्त ॥ ३ ॥

---

आवश्यक ४ थो

## पडिक्कमणुं (प्रतिक्रमण).

(उभा थइ पूर्वनी पेठे चोथो आवश्यकनी आज्ञा मागवी)

---

पाठ ४ थो.

## ज्ञानना अतिचारनो.

दिवस संबंधी* ज्ञान, दर्शन, चारित्र, तपने विषे जे अतिचार लाग्या होय ते आलोवुं छुं.

---

* 'ज्ञान' एटले सूत्रज्ञान, दर्शन, एटले (देव गुरु अने धर्मने यथार्थ देखवा ते) समकित, 'चारित्र' एटले बार व्रत अने 'तप' एटले संलेखणा आ आवश्यकमा आचारना अति चारो आलोववा उपरांत बीजा केटलाक पाप-दोषोनी आलोयणा करवानी छे.

## (१) सूत्रज्ञान.

આગમે તિવિહે પન્નતે ત જહા, સુત્તાગમે (૧) અત્થાગમે (૨) તદુભયાગમે (૩) એવા શ્રી જ્ઞાનને વિષે અતિચાર લાગ્યા હોય તે આલોવુ છું

જં વાઈ દ્ધ, વચ્ચામેલિય, હીણુખ્ખરં, અચ્ચખ્ખર, પયહીણ, વિણયહીણ, જોગહીણ, ઘોસહીણં, સુઠ્ઠુદિન્ન, દુઠ્ઠુપડિચ્છિયં, અકાલે કઓ સજ્ઝાઓ, કાલેન કઓ સજ્ઝાઓ, અસજ્ઝાએ સજ્ઝાય, સજ્ઝાએ ન સજ્ઝાયં તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૪ ॥

---

### पाठ ५ मो समकितनो

## (२) समकित.

દંસણ સમકિત, પરમથ્થસથ્થવોવા, સુદિઠ્ઠ પરમથ્થ, સેવણા વાવિ વાવન્ન કુદંસણ વજ્જણા, સમ્મત્ત, સદ્દહણા એહવા સમકિતના સમણો વાસએણં સમ્મત્તસ્સ પચ અઈઆરા જાણિયવ્વા ન સમાયરિયવ્વા, ત જહા તે આલોવુ છુ —સ કા, ક બા, વિતિગિચ્છા, પરપાસ ડ પરસંસા, પરપાસ ડ, સંથવો, એ પાચ અતિચાર માહેનો જે કોઈ અતિચાર લાગ્યો હોય તો, તસ્સ મિચ્છામિ દુકકડ ॥ ૫ ॥

## (૨) चारित्र एटले बारव्रत.*

—— o ——

### पाठ ६ ठ्ठो प्राणातिपात निवृत्तिनो

—— o ——

પહેલું અણુવ્રત થૂલાઓ, પાણાઇ વાયાઓ વેરમણં, ત્રસજીવ બે ઇંદ્રિય, તે ઇંદ્રિય, ચઉરિંદ્રિય, પચેંદ્રિય, જાણી પ્રીછી, સંકલ્પી, ઉદેરી, આકુટી, હણવાની બુદ્ધિએ હણવાના પચ્ચખ્ખાણ+ જાવજીવાએ, દુવિહં, તિવિહેણં 'નકરેમિ, ન કારવેમિ, મણસા, વયસા, કાયસા, એહવા પહેલા થૂલ[1] પ્રાણાતિપાત વરેમણ વ્રતના પંચ અઇઆરા, પયાલા, જાણીયવ્વા, ન સમાયરિયવ્વા, ત જહા, તે આલોવું છું-બંધે, વહે, છવિચ્છેએ, અઇ ભારે, ભત્તપાણુવો છે એ, એ પાચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ॥ ૬ ॥

* એમાના પહેલા પાચ વ્રત સાધુના પાચે મહાવ્રતની અપેક્ષાએ અણુ (ન્હાના) માત્ર હોવાથી 'અણુવ્રત' કહેવાય છે અને બાર વ્રતમા મુખ્ય હોવાથી 'સ્થુનવ્રત' કહેવાયછે, ત્યારપછીના ત્રણ વ્રત (૬-૭-૮) બીજા વ્રતોના ગુણ કર્તા હોવાથી ગુણવ્રત' કહેવાયછે અને છેલ્લા ચાર (૯-૧૦-૧૧ ૧૨) શિક્ષારૂપ હોવાથી 'શિક્ષાવ્રતી' કહેવાયછે

+ આ વ્રતમા "પીડાકારી અપરાધી" વિગેરે આગારના શબ્દો કેટલાક બોલે છે પરંતુ તેથી અર્થનો અનર્થ થવા સંભવ રહે છે માટે "સંકલ્પી ઉદેરી, આકુટાને હણવાની બુદ્ધિએ હણવાના પચ્ચખાણ" એમ કહેવાથી બન્ને હેતુ સચવાય છે

૧ પ્રાણ+ અતિપાત=પ્રાણનો ઘાત

## પાઠ ૭ મો

---

# મૃષાવાદ વિરમણાનો.

---

બીજું અણુવ્રત થૂલાઓ, મુસાવાયાઓ વેરમણં ૧ કન્નાલીક, ૨ ગોવાલીક, ૩ ભોમાલીક, થાપણ મોસો, મોટકી કુડી સાખ ઇત્યાદિક મોટકુ જુઠું બોલવાના પચ્ચખાણ, જાવ જીવાએ દુવિહં, તિવિહેણં, નકરેમિ, નકારવેમિ, મણુસા, વયસા, કાયસા, એહવા બીજા થૂલ* મૃષાવાદ વેરમણ વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તંજહા, તે આલોવું છું--સહસ્સા ભખ્ખાણે, રહસ્સા ભખ્ખાણે, +સદારમંતભેએ, મોસો વએસે, કુડલેહ કરણે, એ પાંચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૭ ॥

---

૧ કન્યા+ અલીક=કન્યા સંબંધી જુઠું. ૨ ગો+ અલીક= ગાય સંબંધી જુઠું ૩ ભોમ+ અલીક=જમીન સબંધી જુઠું

* મૃષા–જુઠું+ વદ્–બોલવુ

+ આ ઠેકાણે -સ્ત્રીઓએ સભરથાર-મંત્રભે એમ કહેવુ

पाठ ८ मों

—o—

## अदत्तादान विरमणानो.



ત્રીજું અણુવ્રત થૂલાઓ, અદિન્ના દાણાઓ વેરમણ ખાતરખણી. ગાઠડી છોડી, તાલુપર કુચીએ કરી, પડી વસ્તુ ધણીયાતી જાણી ઈત્યાદિક મોટકા અદત્તા દાનનાં પચ્ચખાણ, સગાસબંધી, વ્યાપાર સબંધી, નભરમિ વસ્તુ ઉપરાંત અદત્તાદાન લેવાના પચ્ચખાણ; જાવજીવાએ, દુવિહં, તિવિહેણં, નકરેમિ, નકારવેમિ, મણસા, વયસા, કાયસા, એહવા ત્રીજા થૂલ* અદત્તા દાન વેરમણ વ્રતના પંચ અઇયારા, જાણિયવ્વા, ન સમા યરિયવ્વા, તજહા, તે આલોવું છું-તેન્નાહડે, તક્કર પ્પઉગે, વિરૂદ્ધધર જાઇકમ્મે, કૂડતોલે કુડમાણે, તપાડિ રૂવગ વવહારે, એ પાચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૮ ॥

---

* અ=નહિ, દત્ત=દીધેલું-આદાન=ગ્રહણ કરવું, નહિ આપેલું લેવું ચોરી

## પાઠ ૯ મો

---

# મૈથુન વિરમણાનો.

—— ० ——

ચોથુ અણુવ્રત થૂલાઓ મેહુણાઓ વેરમણં સદાર* સંતોસીએ, અવસેસ મેહુણ વિહંનુ પચ્ચખાણ અને જે સ્ત્રીપુરૂષને મુગ થકો કાયાએ કરી મેહુણ સેવવાનાં પચ્ચ- ખાણ હોય, તેને દેવતા, મનુષ્ય, તિર્યંચ, સંબંધી, દુવિહં, તિવિહેણ, નકરેમિ, નકારવેમિ, મણસા, વયસા, કાયસા, મનુષ્ય તિર્યંચ સંબંધી, એગવિહં, એગવિહેણ, નકરેમિ, કાયસા, એવા ચોથા થૂલ, મેહુણ વેરમણ, વ્રતના, પંચ, અઇયારા, જાણિયવ્વા, ન સમાય રિયવ્વા, તં જહા, તે આલોવુંછુ –ઇત્તરિય પરિગ્ગહિય ગમણે, અપરિગ્ગહિયગમણે, અનંગક્રીડા, પરવિવાહ કરણે, કામભોગેસુ, તિવ્વાભિલાસા, એ પાચ અતિચાર માહેને કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૯ ॥

---

* પુરૂષે "સદાર સંતોસીએ" કહેવુ અને સ્ત્રીએ 'સભર્તાર સંતોસીએ" કહેવુ

## पाठ १० मो

## परिग्रह विरमणानो.

પાચમુ અણુવ્રત થૂલાઓ, પરિગ્ગહાઓ વેરમણ, ખેતવથ્થુનું યથાપરિમાણ, હિરણ્ણ સોવન્નનુ યથા પરિમાણ, ધનધાન્યનુ યથા પરિમાણ, દુપદ ચઉપદનું યથા પરિમાણ, કુવિયનું યથા પરિમાણ, એ યથા પરિમાણ કીધું છે, તે ઉપરાંત પોતાનો પરિગ્રહ કરી રાખવાના પચ્ચખાણ; જાવજીવાએ, એગવિહ, તિવિહેણં, ન કરેમિ, મણસા, વયસા, કાયસા, એવા પાચમા થૂલ પરિગ્રહ પરિમાણ વેરમણ, પતના, પચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તંજહા, તે આલોવુછુ'-ખેત્તવથ્થુ પ્પમાણા ઇક્કમે, હિરણ્ણ સોવન્ન પ્પમાણાઇક્કમે, ધન ધાન પ્પમાણાઇક્કમે, દુપદ ચઉપદ પ્પમાણાઇક્કમે, કુવિય પ્પમાણા ઇક્કમે, એ પાચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૧૦ ॥

## पाठ ११ मो

## दिशा परिमाणनो.

છઠુ દિશિવ્રત ઉર્ધ્વદિશિનું યથા પરિમાણ, અધોદિશિનું યથા પરિમાણ, તિરિય દિશિનુ યથા પરિમાણ, એ

યથા પરિમાણ કીધુ છે તે ઉપરાંત સઈચ્છાએ કાયાએ જઈને પાંચ આશ્રવ સેવવાનાં પચ્ચખ્ખાણ, જાવજીવાએ, દુવિહં, તિવિહેણ, નકરેમિ, ન કારવેમિ, મણસા, વયસા, કાયસા, કરત નાણુ જાણામિ, વયસા, કાયસા, માહે થઈને, એગવિહ, તિવિહેણ, નકરેમિ, મણસા, વયસા, કાયસા, એવા છઠ્ઠા દિશિ વેરમણ વ્રતના પંચ અઈયારા, જાણિયવ્વા, તંજહા, તે આલોવું છું-ઉર્ધ્વ દિશિ પામણાઇક્કમે. અધો-દિશિ પમણાઇક્કમે તિરિય દિશિ પમણાઇક્કમે, ખેત્તવુઢ્ઢી, સઇ અતર ધાએ, એ પાચ અતિચાર માહેના કોઈ અતિ-ચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૧૧ ॥

---

## पाठ १२ मो

## भोगोपभोग मर्यादानो.

---

સાતમું વ્રત, ઉવભોગ, પરિભોગ વિહં, પચ્ચખ્ખાય-માણે, ૧, ઉલ્લણીયાવિહં ૨, દંતણવિહ. ૩, ફલવિહં. ૪, અબ્ભંગણવિહં ૫, ઉવટ્ટણવિહં, ૬, મજ્જણવિહં. ૭ વથ્થવિહં, ૮, વિલેવણવિહ, ૯, પુપ્ફવિહં. ૧૦, આભ-રણવિહં ૧૧, ધૂપવિહં ૧૨, પેજ્જવિહં ૧૩, ભખ્ખણ-વિહ. ૧૪, ઉદનવિહં. ૧૫, સૂપવિહં. ૧૬, વિગયવિહં. ૧૭, શાકવિહં. ૧૮, મહુરવિહં, ૧૯, જમણવિહં ૨૦,

પાણીવિહ ૨૧, મુખવાસવિહ, ૨૨, વાહનવિહ ૨૩, વાહનિવિહં ૨૪, સયણવિહં ૨૫, સચિત્તવિહ, ૨૬, દવ્વવિહ ઈત્યાદિકનુ યથા પરિમાણ કીધુ છે તે ઉપરાત ઉવભોગ, પરિભોગ ભોગનિમિત્તે, ભોગવવાના, પચ્ચખ્ખાણ, જાવજીવાએ, એગવિહ, તિવિહેણ ન કરેમિ, મણસા, વયસા, કાયસા એવા સાતમા ઉવભોગ પરિભોગ દુવિહે, પન્નતે, ત જહા, ભોયણાઉય, કમ્મઉય, ભોયણાઉય, સમણો વાસએણ, પંચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, ત જહા, તે આલોવુ છુ-સચિત્તાહારે, સચિત્ત પડિબધ્ધાહારે, અપ્પોલીઓ સહિ ભખ્ખણયા, દુપ્પોલીઓ સહિભખ્ખણયા, તુચ્છો સહિ ભખ્ખણયા, કમ્મઉણ સમણો વાસ એણ પન્નરસ કમ્મદાણાઇ, જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, ત જહા આલોવુ છુ-ઇગાલકમ્મે, વણકમ્મે, સાડીકમ્મે ભાડીકમ્મે, ફોડીકમ્મે, દતવાણિજજે, કેસવાણિજજે, રસવાણિજજે, લખ્ખવાણિજજે વિસવાણિજજે, જંતપિલણકમ્મે, નિલચ્છણકમ્મે, દવગ્ગિદાવણયા, સરદહ તંડાગ પરિસોસણયા, અસઇ જણ પોસણયા, એ પંદર કર્માદાન માહેનો કોઈ વ્યાપાર કીધો હોય તથા ઉપરના પાચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છમિ દુક્કડ ॥૧૨॥

## पाठ १३ मो

## अनर्थदंड विरमणानो.

આઠમું વ્રત અનર્થદંડનુ વેરમણ, ચઉવિહે, અણઠ્ઠા દંડે, પન્નતે, તજહા, અવજ્ઝાણા ચરિય, પમાયા ચરિય, હુસ પ્પયાણું, પાવ કમ્મોવએસ, એવા આઠમા અનર્થ દંડ સેવવાના પચ્ચખ્ખાણ, જાવજીવાએ દુવિહં, તિવિહેણું, નકરેમિ, નકારવેમિ, મણસા, વયસા, કાયસા, એવા આઠમા અણઠ્ઠાદંડ વેરમણ વ્રતના પંચ અઈયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તજહા, તે આલોવું છું-કંદપ્પે, કુકુઇએ, મોહરિએ, સજુત્તાહિગરણે ઉવભોગ પરિભોગ અઇરેત્તે, એ પાચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ॥ ૧૩ ॥

## पाठ १४ मो

## सामायकव्रतनो.

નવમુ સામાયિક વ્રત સાવજ્જ જોગનું વેરમણ, જાવ નિયમ પજ્જુવા સામિ, દુવિહં, તિવિહેણ ન કરેમિ, ન કારવેમિ, મણસા, વયસા, કાયસા,* કરંતં નાણુ જાણામિ,

* કરંતં નાણુ જાણામિ, વયસા, કાયસા, એ છ કોટીવાળા બોલતા નથી. નવમા-દશમા અને અગ્યારમા વ્રતમા.

વયસા, કાયસા, એહવી સદ્દહણા પરૂપણા એ સામાયિકનો અવસર આવે સામાયિક કરૂ તેવારે ફરસનાએ કરી શુદ્ધ હોજો, એવા નવમા સામાયિક વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા તંજહા, તે આલોઉં છુ મણદુપ્પડિહાણે, વયદુપ્પડિહાણે, કાયદુપ્પડિહાણે, સામાઇયસ્સ, સઇ અકરણયાએ, સામાઇયસ્સ, અણવટ્ઠિયસ્સ કરણયાએ, એ પાચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૧૪ ॥

---

## પાઠ ૧૫ મો

## દિશાવગાસીયાનો.*

---

દશમું દિસાવગાસિકવ્રત, દિનપ્રત્યે પ્રભાત થકી પ્રારંભીને પૂર્વાદિક છ દિશે જેટલી ભૂમિકા મોકલી રાખી છે તે

---

* ૧૦ મા દેશાવગાશિક વ્રત બાંધવાનો વિધિ—દ્રવ્ય થકિ સાવજ્જ જોગ સેવવાના પચ્ચખાણ, ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાલ થકી કાલના દિવસ ઉગ્યા સુધી, ભાવ થકી આઠ કોટીએ પચ્ચખ્ખાણ, દશમું દેશાવગાશિક વ્રત જાવ અહોરત્તં પજ્જુવાસ્સામિ, દુવિહં, તિવિહેણં, નકરેમિ, નકારવેમિ, મણસા, વયસા, કાયસા, કરંત નાણું જાણામિ, વયસા, કાયસા, તસ્સ ભંતે, પડિક્કમામિ, નિંદામિ ગરિહામિ, અપ્પાણં વોસિરામિ

ઉપરાત સ ઇચ્છાએ કાયાએ જઇને પાચ આશ્રવ સેવવાના પચ્ચખ્ખાણુ, જાવ અહોરત્તં, દુવિહં તિવિહેણું, નકરેમિ, નકારવેમિ, મણુસા, વયસા, કાયસા, કરંતં નાણુ જાણુામિ. વયસા, કાયસા, જેટલી ભૂમિકા મોકલી, રાખી છે તેમાહી જે દ્રવ્યાદિકની મર્યાદા કીધી છે. તે ઉપરાંત ઉપભોગ પરિભોગ ભોગનિમિત્તે ભોગવવાના પચ્ચખ્ખાણ, જાવ અહોરત્તં, એગવિહ, તિવિહેણું, ન કરેમિ મણુસા. વયસા, કાયસા, એવા દશમા દિસાવગાસિક વ્રતના પંચ અઇયારા, જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તજહા, તે આલોવુ છુ–આણુવણ પઉગે, પેસવણ પઉગે, સદ્દાણુવાએ, રૂવાણુવાએ, બહિયાપોગ્ગલ પખ્ખેવે, એ પાંચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૧૫ ॥

---

## પાઠ ૧૬ મો

## પૌષધવ્રતનો.*

અગ્યારમુ પૌષધવ્રત, અસણું, પાણુ, ખાઇમ, સાઇમનુ પચ્ચખ્ખાણુ, અબભ્ભનું પચ્ચખ્ખાણુ, મણિસોવણનુ પચ્ચખ્ખાણુ, માલા વન્નગ વિલેવણનું પચ્ચખ્ખાણુ, સથ્થમૂસલાદિક સાવજ્જં જોગનુ પચ્ચખ્ખાણુ, જાવ અહો રત્ત પજ્જુવાસામિ, દુવિહ, તિવિહેણુ, ન કરેમિ, ન કારવેમિ, મણુસા, વયસા, કાયસા, કરત નંણુ જાણામિ, વયસા, કાયસા, એહવી સદ્દહણા, પરૂપણાએ, પોસાને અવસર

* ૧૧ મા પડિપૂર્ણ પૌષધવ્રત બાંધવાનો વિધિ-દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાના પચ્ચખાણુ, ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાલ થકી કાલના દિવસ ઉગ્યા સુધિ, ભાવ થકી આઠ કોટીએ પચ્ચખાણુ, ઇગ્યારમુ પડિપુરણ પૌષધવ્રત, અસણ પાણું, ખાઇમ, સાઇમના પચ્ચખાણુ, અબભ્ભ સેવવાના પચ્ચખ્ખાણ, મણિસુવણના પચ્ચખાણુ, માલા વન્નગવિલેવણના પચ્ચખ્ખાણ, સથ્થમૂસલાદિક સાવજ્જ જોગ સેવવાના પચ્ચખાણુ, જાવ અહો રત્ત, દુવિહ, તિવિહેણુ, નકરેમિ, નકારવેમિ, મણુસા, વયસા, કાયસા, કરતં નાણુ જાણામિ વયસા, કાયસા, તસ્સ ભતે, પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણુ વોસિરામિ.

આવે પોસો કરૂ તે વારે ફરસનાએ કરી શુદ્ધ હોજો એવા અગ્યારમા પડિપુન્ન પૌષધવ્રતના પચ અઇયારા, જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તજહા, તે આલોવુ છુ-અપડિ લેહિય દુપ્પડિ લેહિય સેજ્જા સથારએ, અપ્પ મજ્જિય દુપ્પમજ્જિય સેજ્જા સથારએ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચાર પાસ-

---

૧૧ મા પૌષધવ્રત પાળવાનો વિધિ-એહવા અગ્યારમા પડિપુન્ન પૌષધવ્રતના પચ અઇયારા જાણિયવા, ન સમાયરિયવ્વા, તજહા, તે આલોવુ છુ-અપડિ લેહિય, દુપડિ લેહિય સેજ્જા સથારએ અપમજ્જિય દુપમજ્જિયસેજ્જા સથારએ, અપડિલેહિય દુપડિલેહિય ઉચ્ચાર પાસવણભૂમિ અપમજ્જિય દુપમજ્જિય ઉચ્ચાર પાસવણ ભૂમિ, પોસહસ્સ સમ અણુપાલણયા, એ પાચ અતિચાર માહીલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ૧ પૌષધવ્રત સમકાએણ, ફાસિય, પાલિય, તિરિય, કિટ્ટિય, સોહિય, આરાહિય, આણાએ, અણુપાલીતા, નભવઇ તસ્સ મિચ્છામિ દુક્કડ ૨ પૌષધવ્રતમા એકવીશ દોષ માહેનો જે દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ૩ પૌષધવ્રતમા સ્ત્રીકથા, ભતકથા, દેશકથા, રાજકથા એ ચાર કથા માહેલી કથા કરી હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ૪ પૌષધવ્રતમા આહારસંજ્ઞા, ભયસજ્ઞા, મૈથુનસજ્ઞા, પરિગ્રહસજ્ઞા, એ ચાર સજ્ઞા માહેલી કોઇસજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ૫ પૌષધવ્રત, વિધિએ લીધુ, વિધિએ પાલ્યુ, વિધીએ કરતા અવિધિએ થયુ હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ૬ પૌષધવ્રતમા, અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતા, અજાણતા, મને વચને, કાયાએ કરી, જ્ઞાન, દર્શન,

વણ ભૂમિ, અપ્પમજ્જિય દુપ્પમજ્જિય ઉચ્ચાર પાસવણ ભૂમિપો સહસ્સ સમખગ્ગુ પાલણયા, એ પાચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ॥૧૬॥

---

## પાઠ ૧૭ મો

---

## અતિથિ સંવિભાગનો

—— ૦ ——

બારમુ અતિથિ સવિભાગ વ્રત, સમણે નિગ્ગથે, ફાસુએસણિજ્જેણં, અસણ, પાણ, ખાઇમ, સાઇમં, વથ્થ, પડિગ્ગહ, કબલ, પાયપુછણેણ, પાઢીઆરૂ, પીઢ, ફલગ, સેજ્જા, સંથારએણ, ઉસહ ભેસજ્જેણ, પડિલાભેમાણે વિહરામિ એહવી સદ્દહણા, પરૂપણાએ સાધ, સાધ-

---

ચારિત્ર અને તપ સબધી કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ૭ પૌષધવ્રતમા કાનો, માત્રા, મીંડી, પદ, અક્ષર, ઓછા, અધિક, વિપરિત, ભણાણો હોય તો અનત સિધ્ધ કેવલીની સાક્ષીએ મહારે મિચ્છામિ દુક્કડં ૮

### દશમા વ્રત પાલવાનો વિધિ

ઇગ્યારમા વ્રતની પેઠે કહેવાનો છે, પણ એટલો ફેર કે ૧૧માને બદલે ૧૦ મો વ્રત બોલવો.

ત્રિની જોગવાઇ મળે તે વારે પૂરસનાએ કરી શુદ્ધ હોજો. એહવા બારમા અતિથિ સંવિભાગ વ્રતના પંચ અઇચારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તંજહા, તે આલોવું છું સચિત્તનિખ્ખેવણિયા, સચિત્ત પેહણિયા, કાલાઇક્કમે, પરે વએસે, મચ્છરિયાએ, એ પાંચ અતિચાર માહેનો કોઇ અતિચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥૧૭॥

પાઠ ૧૮ મા



## अणसण (संथारो) करवानी विधिनो.

(४) सलेहणा तप *



અપચ્છિમ મારણંતિય સંલેહણા, પોષધશાલા પુંજીને, ઉચ્ચાર, પાસવણ ભૂમિકા પડિલેહિને, ગમણા ગમણે પડિ-

* રાત્રિ પ્રતિક્રમના તપના બાર ભેદ કહેવાના તે આ પ્રમાણે ૧, અસસણ ૨ ઉણોદરી ૩, વૃત્તિસંક્ષેપ, ૪, રસપરિત્યાગ, ૫, કાયકલેશ ૬, ઇંદ્રિયપ્રતિ સંલીનતા, ૭, પ્રાયશ્ચિત, ૮, વિનય, ૯, વૈયાવચ્ચ, ૧૦, સઝાય, ૧૧, ધ્યાન, ૧૨, કાઉસ્સગ્ગ, આ બાર પ્રકારના તપ (પહેલા છ બાહ્ય અને પાછલા છ અભ્યંતર) ના ભેદને વિષે કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

ક્કમિને દર્ભાદિક સથારો સથારીને, દર્ભાદિક સથારો દુરૂહિને, પવ તથા ઉત્તર દિસિ પલ્યકાદિક આસને બેસીને, કરયલ સ પગ્ગહિય, સિરસાવત્તય, મથ્થએ અજલિકટ્ટુ, એવ વયાસી, નમોથ્થુણ, અરિહતાણુ, ભગવતાણુ, જાવસપત્તાણુ, એમ અનતા સિદ્ધને નમસ્કાર કરીને, વર્તમાન કાલે પોતાના ધર્મગુરૂ ધર્માચાર્યને નમસ્કાર કરીને પર્વે જે વ્રત આદર્યા છે તે આલોઇ પડિક્કમિ નિદી, નિસલ્લ થઇને, સવ્વ પાણાઇ વાય પચ્ચખ્ખામિ, સવ્વ મુસાવાય પચ્ચખ્ખામિ, સવ્વ અદિન્નાદાણુ પચ્ચખ્ખામિ સવ્વ મેહુણુ પચ્ચખ્ખામિ, સવ્વ પરિગ્ગહ પચ્ચખ્ખામિ સવ્વ કોહે પચ્ચખ્ખામિ, નત્રમિચ્છા દસણ સલ્લ અકરણિજ્જ જોગેપચ્ચખ્ખામિ, જાવજ્જીવાએ, તિવિહ તિવિહેણ, નકરેમિ નકારવેમિ, કરત નાણુ જાણામિ મણસા, વયસા, કાયસા, એમ અઢાર પાપ સ્થાનક પચ્ચખીને, સવ્વ અસણ, પાણ, ખાઇમ, સાઇમ, ચઉવ્વિહ, પિઆહાર પચ્ચખ્ખામિ, જાવજ્જીવાએ એમ ચાર આહાર પચ્ચખીને જે પિય ઇમ સરીર, ઇઠ, કત, પિય, માણુન્ન, મણામ ધિજ્જ, વિસાસિય, સમય, અણુમય, બહુમય ભડકરડગ સમાણ રયણકરડગભૂય, માણસીય, માણ ઉન્હ, માણ ખુહા, માણ પીવાસા, માણ બાલા, માણ ચોરા, માણ દસા માણ મસગા, માણ વાઇય, પિત્તિય, સભિમ, સન્નિવાઇય, વિવિહા રોગાયકા, પરીસહોવસગા, ફાસા ફુસતી ત્તિકટ્ટુ એય પિયણ, ચરિમેહિ, ઉસ્સાસ નીસાસેહિ, વોસિરામિ ત્તિકટ્ટુ એમ શરીર વોસિરાવીને કાલે

અણુવક ખમાણે વિહરતિ એવી સદ્દહણા પરૂપણાએ અણુ-સણનો અવસર આવે અણસણ કરૂ તે વારે ફરસનાએ કરા શુદ્ધ હોજો એવા અપચ્છિમ મારણુતિય, સ લેહણા. ઝુસણા, આરાહણાના પચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તંજહા, તે આલોવુ છુ-ઇહલોગા સ સપાઉગે, પરલોગા સંસપ્પઉગે, જીવિયા સ સપ્પઉગે. મરણા સ સપ્પઉગે, કામ ભોગા સંસપ્પઉગે, એ પાચ અતિચાર માહેનો કોઇ અતિ-ચાર લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડ ॥ ૧૮ ॥

એમ સમકિત પર્વક બાર વ્રત સ લેખણા સહિત એને વિષે કોઇ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતા, અજાણતા. મન-વચન અને કાયાએ કરી સેવ્યા હોય, સેવરા-વ્યા હોય, સેવતા પ્રત્યે અનુમોદ્યા હોય તો અનત સિધ્ધ કેવળીની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડ

ઇતિ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપના અતિચારોની આલોચના સમાપ્ત



## (૦) વિવિધ પાપ-દોષોની આલોચના અને ક્ષમાપના *

પાઠ ૧૯. મો

### અઢાર પાપસ્થાનકનો.

અઢાર પાપ સ્થાનક સબંધી પાપ દોષ લાગ્યા હોય તે આલોઉ છુ ૧ પ્રાણાતિપાત, ૨, મૃષાવાદ, ૩. અદત્તાદાન, ૪, મૈથુન, ૫, પરિગ્રહ, ૬, ક્રોધ, ૭, માન, ૮, માયા, ૯, લોભ, ૧૦, રાગ, ૧૧, દ્વેષ, ૧૨, ક્લેશ, ૧૩, અભ્યાખ્યાન, ૧૪ પૈશુન્ય, ૧૫ પર પરિવાદ ૧૬, રઇ અરઇ ૧૭ માયામોસો, ૧૮, મિચ્છા દસણ શલ્લ એ અઢાર પાપસ્થાનક સેવ્યાહોય સેવરાવ્યા હોય, સેવતા પ્રત્યે, અનુમોદ્યા હોય તો અનત સિદ્ધ કેવળીની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડ ॥ ૧૯ ॥

☞ અહિ આ " ઇચ્છામિ ઠામિ આલોઉ જોમે દેવસિઓ, અઇયારો કઓગથી "જેવિરાહિય તસ્સ મિચ્છામિ દુક્કડ'" સુધી બોલવુ, પછી ' નમોક્કાર ' નો પાઠ બોલવો ને પછી " કરેમિભતે સામાઇય ' થી " અપ્પાણ વોસિરામિ" સુધીનો પાઠ બોલવો

---

* દરિયા પરિ ગચ્છમા માત્ર અઢાર પાપસ્થાનક કહી પછી ખામણાના બદલે વંદણા કહેવાનો રીવાજછે માગલિક અને શ્રમણ, સૂત્રો કહેવાનો રીવાજ નથી તેમજ મારવાડમા પણ કેટલાક સપ્રદાયોવાળા બોલાવતા નથી

